





page4

પાઠશાળા

પં.ભવ્યસુંદરવિ.




પં.ભવ્યસુંદરવિ.

page1

श्रमणोपासक परिवार द्वारा आयोजित

# સુકૃત-નિધિ

રાજપ્રતિબોધક પૂ.આ.ભ.શ્રીમદ્ વિજય રત્નસુંદરસૂરીશ્વરજી મ.સા.ના
શિષ્ય પૂજ્ય મુનિરાજ શ્રી ભવ્યસુંદરવિજયજી મ.સા.ના માર્ગદર્શનથી થતા સુકૃતોમાં

## લાભ લેવાનો સુવર્ણ અવસર

## યોજનાઓ

૧. સાધુ-સાધ્વીજી ભગવંતોને અભ્યાસમાં ઉપયોગી ગ્રંથોનું હસ્તલિખિત પ્રતોમાંથી શુદ્ધ સંપાદન, અનુવાદ, વિવેચન, સંસ્કૃત ટિપ્પણો સાથે મુદ્રણ

૨. પૂજ્યશ્રી દ્વારા લિખિત-સંપાદિત સાહિત્યનું પ્રકાશન (મહદંશે વાચકોને વિના મૂલ્યે જ આપવામાં આવે છે.)

૩. પૂજ્યશ્રીની નિશ્રામાં બાળકોના સંસ્કરણના આયોજનો (શિબિર, સામાયિક, સૂત્રો ગોખવા વગેરે યોજનાઓ)

૪. પૂજ્યશ્રીના માર્ગદર્શનથી થતા જ્ઞાનભંડારોના કાર્યો (જ્ઞાનભંડારોને ઉપયોગી સોફ્ટવેર, વેબસાઈટ, જ્ઞાનભંડારોના લિસ્ટનું કમ્પ્યુટરાઈઝેશન વગેરે.)

૫. ઉપાશ્રયોમાં સાધુ-સાધ્વી ભગવંતોને ઉપયોગી ઉપકરણો (ટેબલ, ઘોડા, પાણી ઠારવાની સામગ્રી વગેરે...)

૬. પૂજ્યશ્રીની નિશ્રામાં/માર્ગદર્શનથી થતા અન્ય સુકૃતો

એક વર્ષ દરમિયાન થનારા આ બધાનો લાભ આ સુકૃત નિધિમાં
સંપત્તિના સદ્વ્યય દ્વારા લઈ શકાય છે.

## વાર્ષિક દાન યોજનાઓ

રૂ.૧ લાખ – વાર્ષિક સુકૃત રત્નસ્તંભ
રૂ.૫૦ હજાર – વાર્ષિક સુકૃત સુવર્ણ સ્તંભ
રૂ.૨૫ હજાર – વાર્ષિક સુકૃત રજત સ્તંભ
રૂ.૧૧ હજાર – વાર્ષિક સુકૃત સ્તંભ
રૂ.૫ હજાર – વાર્ષિક સહભાગી

સંપર્ક : કિશોરભાઈ : મો. 098691 48094

**નોંધ:**

૧) કાર્ય નં.૧ અને ૪ મુખ્યત્વે જ્ઞાનદ્રવ્યથી થાય છે. આંશિકપણે શુદ્ધ દ્રવ્યની જરૂર પડે છે.

૨) આ ફંડ પ્રાયઃ ૧ (કે વધુમાં વધુ ૨) વર્ષમાં વપરાઈ જશે. દર વર્ષે નવું ફંડ કરવામાં આવશે. એક વર્ષે લાભ લેનારે દર વર્ષે લાભ લેવો તેવું જરૂરી નથી. અનુકૂળતા - ભાવના પ્રમાણે લાભ લઈ શકાશે.

૩) બાળકોના સંસ્કરણ વગેરેના આયોજન સમયે તે આયોજન ગુરુભક્ત પરિવારો તરફથી કરાવવામાં આવે છે, તેવી જાહેરાત થશે અને વર્ષ દરમિયાન છપાતા પુસ્તકોમાં દાતાના નામ છાપવામાં આવશે.

**BANK DETAILS**

Account Name : Shramanopasak Parivar
Saving A/c No. : 0226101104979
IFS Code : CNRB0000226
Bank Name : Canara Bank
Branch : Mulund (West), Mumbai - 400 080.

www.shramanopasak.in/donation
પર જઈને ઓનલાઈન દાન કરી શકાશે...

page3

## પૂ.મુ.શ્રી ભવ્યસુંદરવિ. મ.સા.
## લિખિત/સંપાદિત સાહિત્ય

**૧.અહો! જિનશાસનમ્**
જિનશાસનની અજોડ વિશેષતાઓ

**૨.જૈન ફૂડ રેડી રેકનર**
ભક્ષ્યાભક્ષ્યની સંક્ષિપ્ત જાણકારી
(ગુજરાતી અને હિંદીમાં ઉપલબ્ધ)

**૩.સુપાત્રદાન**
ગોચરી વહોરાવવા સંબંધી વિધિ-વિવેક
(ગુજરાતી અને હિંદીમાં ઉપલબ્ધ)

**૪.પચ્ચક્ખાણ**
પચ્ચક્ખાણ સંબંધી સરળ વિસ્તૃત સમજણ

**૫.પાઠશાળા-સંચાલન**
પાઠશાળાના સંચાલન માટે સુંદર માર્ગદર્શન

**૬.સમકિતનું મૂલ જાણીએ જી**
સમયકત્વ પરના પ્રવચનના પદાર્થોનો સંગ્રહ
(ગુજરાતી અને હિંદીમાં ઉપલબ્ધ)

**૭.પંચ પ્રતિક્રમણ-નવસ્મરણ કિંમત રૂ. ૫૦/-**
રોમન (અંગ્રેજી) અને દેવનાગરી (હિંદી) લિપિમાં

page2

# પાઠશાળા

વિધિ, ચૈત્યવંદન, સ્તવન,
સજઝાય, તત્ત્વજ્ઞાન
વગેરેનો સંગ્રહ

| | | |
|---|---|---|
| **પુસ્તકનું નામ** | **:** | **પાઠશાળા** |
| **વિષય** | **:** | **વિધિ, કાવ્ય, તત્ત્વજ્ઞાન** |
| **સંપાદન** | **:** | પ્રેમ-ભુવનભાનુસૂરિ સમુદાયના<br>રાજપ્રભાવક પ.પૂ.આ.ભ.<br>શ્રી વિજય **રત્નસુંદરસૂરીશ્વરજી** મ.સા.ના<br>શિષ્ય પૂ.મુ.શ્રી **ભવ્યસુંદરવિજયજી** મ.સા. |
| **ભાષા** | **:** | ગુજરાતી |
| **પ્રકાશક** | **:** | **શ્રમણોપાસક પરિવાર**<br>એ/૩૦૧, હેરિટેજ હોલી એપાર્ટમેન્ટ,<br>જવાહરલાલ નેહરૂ રોડ, મુલુંડ (વેસ્ટ),<br>મુંબઇ - ૪૦૦ ૦૮૦.<br>**કિશોરભાઇ - મો. 98691 48094** |



| | | |
|---|---|---|
| **આવૃત્તિ** | **:** | પ્રથમ, વિ.સં.૨૦૭૨ |
| **વેચાણ કિંમત** | **:** | **રૂા.૩૦ /-** |
| **મુદ્રક** | **:** | **માનવ ગ્રાફીક્સ, મુંબઇ**<br>**મો.: 9892 11 55 12** |

## સંપાદકીય

દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપી મોક્ષમાર્ગમાં જ્ઞાન એ પ્રધાન છે, કારણકે દર્શન-ચારિત્ર બંને જ્ઞાનાધીન છે.

પાઠશાળા એ જ્ઞાનપ્રાપ્તિની પરબ છે. પાઠશાળામાં કયા ક્રમે જ્ઞાનાભ્યાસ કરવો, તેના અનેક અભ્યાસક્રમો અને તેના આધારિત પુસ્તકો બહાર પડેલા છે.

બાળકોના સંસ્કરણની પ્રવૃત્તિઓમાં ખ્યાલ આવ્યો કે આ અભ્યાસક્રમોમાં ઘણી જ ખામીઓ છે, જેમ કે

૧) ઘણાં અભ્યાસક્રમોમાં રોજિંદા જીવનમાં ઉપયોગી એવી ઘણી ચીજો છે જ નહીં, જેમ કે

- મુહપત્તિના પડિલેહણના ૫૦ બોલ અને વિધિ
- નવકારશી વિ. પચ્ચક્ખાણો અને તેની સમજણ
- ભક્ષ્યાભક્ષ્યનું જ્ઞાન
- નવાંગી પૂજા, અષ્ટપ્રકારી પૂજાના દુહા

૨) ઘણી ચીજો, જે શરૂઆતમાં શીખવાડવી જોઈએ, તે ઘણાં વર્ષો પછી શીખવાડાય છે. દા.ત. સકલાર્હત્ વિ. ૧૫ દિવસે ૧ વાર બોલવાના છે, તેના અર્થ પાંચમા ધોરણમાં કરાવાય; અને નવકારશીનું પચ્ચક્ખાણ જે રોજ કરવાનું છે, તે ૯મા ધોરણમાં કરાવાય, જ્યાં સુધી ૧૦૦ માંથી ૧ કે ૨ જ વિદ્યાર્થી ભણે છે.

૩) અનેક જરૂરી સામાન્ય જ્ઞાનના પદાર્થો ક્યાંય શીખવાડાતા નથી, જેમ કે

- ૭ ક્ષેત્ર
- ૬ વિગઈ
- ૪ આહાર વિ...

આવું બધું જોઈને એક નવો પદાર્થ વગેરેનો સંગ્રહ સંકલિત કર્યો અને પાઠશાળાના શિક્ષકોને પ્રેરણા કરી કે એ પ્રમાણે ભણાવે.

શિક્ષકોની મૂંઝવણ હતી કે આ બધા પદાર્થો જુદા-જુદા પુસ્તકમાંથી કરવામાં મુશ્કેલી પડે, તેથી તેના સંગ્રહરૂપ ૧ પુસ્તક હોય તો સારું પડે. તેથી તેમની વિનંતીથી આ

પુસ્તકનું સંપાદન કર્યું.

આમાં પણ ક્ષતિ હોવી સંભવિત છે,અનુભવીઓ જણાવશે તો આગળ સુધારવા પ્રયાસ કરીશું.

પાઠશાળામાં સૂત્રાભ્યાસની સાથે રોજિંદા જીવનમાં જરૂરી એવા આ પદાર્થોને પણ ભણાવવામાં આવશે તો જ્ઞાન સાથે આચારસંપન્નતા પણ વિદ્યાર્થીઓમાં આવશે. એ શુભ ભાવનાથી જ આ પ્રયાસ કર્યો છે.

આ પુસ્તકમાં

- **પૂ.આ.ભ.શ્રી રાજશેખરસૂરીશ્વરજી મ.સા. સંપાદિત 'સાધના સંગ્રહ'**
- **પૂ.પં.શ્રી મેઘદર્શનવિ.મ.સા. સંપાદિત 'જ્ઞાન દિપક'**
- **પં. ધનંજયભાઈ જૈન સંપાદિત 'તત્ત્વજ્ઞાન પ્રવેશિકા'**

પુસ્તકોમાંથી કેટલાક અંશો ઉદ્ધૃત કર્યા છે, તેમનો આભાર માનું છું.

જિનાજ્ઞા વિરુદ્ધ કંઈ લખાયું હોય તો મિચ્છા મિ દુક્કડમ્.

**દ.**
**ભવ્યસુંદરવિજય**

# અનુક્રમણિકા

## વિધિ



## કાવ્ય

## પદાર્થ

**૧૨ વ્રત**



**આપણાં તપ**



# પાઠશાળા

વિધિ, ચૈત્યવંદન, સ્તવન,

સજઝાય, તત્ત્વજ્ઞાન

વગેરેનો સંગ્રહ



# ખમાસમણની વિધિ




- બે પગની વચ્ચે - આગળ ચાર આંગળ અને પાછળ તેનાથી ઓછું અંતર રાખીને ઊભા રહેવું.
- હાથની આંગળીઓના ટેરવા એકબીજાના આંતરામાં આવી જાય તે રીતે હાથ જોડીને, મસ્તક સહેજ નમાવીને ***ઇચ્છામિ*** થી ***નિસીહિઆએ*** સુધી સૂત્ર બોલવું. (ચિત્ર - ૧)
- પછી બે ઢીંચણ, જોડેલા બે હાથ અને મસ્તક - એ પાંચે અંગો જમીનને અડાડીને ***મત્થએણ વંદામિ*** બોલવું. (ચિત્ર - ૨)
- આ પાંચ અંગ વડે નમસ્કાર થતો હોવાથી જ ખમાસમણને પંચાંગ પ્રણિપાત કહેવાય છે.

# ગુરુવંદનની વિધિ

- ગુરુભગવંતને વંદન કરવા ઉપાશ્રયે જવું જોઈએ.
- ગુરુભગવંત ન હોય તો તેમના ફોટાને કે સ્થાપનાચાર્યજીને વંદન કરવું.
- ગુરુભગવંત બેઠાં હોય, હાલતા-ચાલતા-ઊભા ન હોય, કોઇ મહત્ત્વના કાર્યમાં વ્યસ્ત ન હોય ત્યારે જ વંદન કરાય.
- ઊભા કે હાલતા ચાલતા હોય તો માત્ર ***'મત્થએણ વંદામિ'*** કહેવું.
- પાઠ લેતાં-આપતાં હોય, સ્વાધ્યાય કરતાં હોય, કોઈની સાથે વાતચીત કરતાં હોય તો દૂરથી, ધીમા અવાજે અથવા મનમાં જ સૂત્રો બોલીને વંદન કરવા. સુખશાતા વિ. પણ મોટેથી ન પૂછવા. તેમના સ્વાધ્યાય વિ.માં ખલેલ ન

પહોંચાડવી.

- પ્રથમ ***ઈચ્છામિ ખમાસમણો*** સૂત્ર બોલવાપૂર્વક બે ખમાસમણ દેવા.
- પછી ઊભા રહીને બે હાથ જોડીને ***ઈચ્છકાર*** સૂત્ર બોલવું.
- પછી પદવીધર ગુરુ હોય તો ફરી એક ખમાસમણ દેવું.



અબ્ભુટ્ઠિઓ ખામવાની મુદ્રા

- પછી ઊભા થઈને, બે હાથ જોડીને, ***''ઈચ્છા૦ સંદિ૦ ભગવન્ ! અબ્ભુટ્ઠિઓ હું અબ્ભિંતર રાઈઅં (દેવસિઅં) ખામેઉં ? ઈચ્છં, ખામેમિ રાઈઅં (દેવસિઅં)''*** બોલીને ચિત્રમાં બતાવ્યા પ્રમાણે જમણા હાથની હથેળી ચરવળા (ન હોય તો જમીન) ઉપર સ્થાપીને, મુહપત્તિ (ન હોય તો ડાબો હાથ) મોઢા પાસે રાખીને ***'જંકિંચિ અપત્તિઅં'***થી ***મિચ્છામિ દુક્કડં'*** સુધીનું સૂત્ર બોલવું.
- પછી ઊભા થઈને, એક ખમાસમણ દેવું.
- બપોરના ૧૨ વાગ્યા સુધી ***'રાઈઅં'*** અને ૧૨ વાગ્યા પછી ***'દેવસિઅં'*** બોલવું.
- જો પચ્ચક્ખાણ લેવાનું હોય તો ***'ઈચ્છકારી ભગવન્ ! પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશોજી'*** બોલીને બે હાથ જોડીને પચ્ચક્ખાણ લેવું. પછી ફરી ખમાસમણ દેવું.
- જો ગાથા લેવાની હોય, સંભળાવવાની હોય કે વાચના-વ્યાખ્યાનાદિ સાંભળવાના હોય તો વંદન કર્યા પછી નીચે પ્રમાણે ત્રણ આદેશ માંગવા.
- ખમાસમણ દઈને (૧) ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! વાયણા સંદિસાહું ? ઈચ્છં.'***
- પછી ફરી ખમાસમણ દઈને (૨) ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! વાયણા લેશું? ઈચ્છં.'***
- પછી ત્રીજું ખમાસમણ દઈને (૩) '***ઈચ્છકારી ભગવન્ ! પસાય કરી વાયણા પ્રસાદ કરશોજી.'***

- વ્યાખ્યાનાદિમાં મંગલાચરણ સાંભળ્યા પછી સકળ સંઘને હાથ જોડીને વંદન કરીને બેસવું.
- રસ્તામાં પણ જ્યારે ગુરુમહારાજ દેખાય ત્યારે ત્યારે બે હાથ જોડીને મસ્તક નમાવીને મત્થએણ વંદામિ અવશ્ય બોલવું.
- રાતના *'ત્રિકાળવંદન'* કહીને વંદન કરાય છે.

# સામાયિક લેવાની વિધિ



**ઉપકરણો :** શુદ્ધ ધોતીયું, ખેસ, ચરવળો, કટાસણું, મુહપત્તિ, સ્થાપનાચાર્યજી, સ્વાધ્યાયાદિ માટે પુસ્તક, નવકારવાળી વગેરે.

**નોંધ :** ● સામાયિક – પ્રતિક્રમણની ક્રિયામાં હજુ કટાસણા વિના ચાલી શકે; કેમકે ઉભડક પગે કે ઊભા ઊભા પણ કાયોત્સર્ગ–સ્વાધ્યાયાદિ આરાધના સારી રીતે થઈ શકે છે, પણ ચરવળા વિના તો ન જ ચાલે. તેના વિના શરીર વિ. ને પૂંજવા પ્રમાર્જવાનું શી રીતે સંભવિત બને ?

**વિધિ :** ● જો સ્થાપનાચાર્યજી ન હોય તો સૌ પ્રથમ નવકાર અને પંચિંદિય સૂત્ર બોલીને સ્થાપના સ્થાપવી.

**(નીચેના ચિત્ર મુજબ)**




- પછી ખમાસમણ દઈને ***ઈરિયાવહી૦ તસ્સ ઉત્તરીકરણેણં૦*** અને ***અન્નત્થ૦*** સૂત્ર કહીને ***ચંદેસુ નિમ્મલયરા*** સુધીનો એક ***લોગસ્સનો*** કાયોત્સર્ગ કરવો. પછી ***નમો અરિહંતાણં*** કહેવાપૂર્વક કાયોત્સર્ગ પારીને ***લોગસ્સ*** સૂત્ર બોલવું.
- ત્યાર પછી એક ખમાસમણ દઈને ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સામાયિક મુહપત્તિ પડિલેહું?'*** (ગુરુઃ ***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહીને ૫૦ બોલથી મુહપત્તિનું પડિલેહણ કરવું. (વિધિ તથા ચિત્ર માટે જુઓ પાના નં.૫)

- પછી બે ખમાસમણ ક્રમશઃ દેવાપૂર્વક નીચેના બે આદેશ માંગવા.
- ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦! સામાયિક સંદિસાહું?'*** *(ગુરુ :* ***સંદિસાવેહ)*** ***'ઈચ્છં'*** ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦! સામાયિક ઠાઉં ?'*** *(ગુરુઃ* ***ઠાએહ)*** ***'ઈચ્છં'*** કહીને ઊભા ઊભા જ બે હાથ જોડીને એક ***નવકાર*** ગણીને ***'ઈચ્છકારી ભગવન્ ! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી'*** બોલવું.
- આ વખતે ગુરુમહારાજ (ન હોય તો પૂર્વે સામાયિકમાં બેઠેલા શ્રાવક અથવા સામાયિક લઈ રહેલામાં સૌથી વડીલ શ્રાવક) **કરેમિ ભંતે૦** સૂત્ર ઉચ્ચરાવે. કોઈ ન હોય તો જાતે જ તે સૂત્ર ઉચ્ચરવું. તે વખતે બે હાથ જોડેલા જોઈએ.
- ત્યાર પછી નીચેના ચાર આદેશો ખમાસમણ દેવાપૂર્વક ક્રમશઃ માંગવા.
  ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦! બેસણે સંદિસાહું ?'*** *(ગુરુઃ* ***સંદિસાવેહ)*** ***'ઈચ્છં'.***
  ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦! બેસણે ઠાઉં ?'*** *(ગુરુઃ* ***ઠાએહ)*** ***'ઈચ્છં'.***
  ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦! સજ્ઝાય સંદિસાહું ?'*** *(ગુરુ :* ***સંદિસાવેહ)*** ***'ઈચ્છં'.***
  ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦! સજ્ઝાય કરું ?'*** *(ગુરુઃ* ***કરેહ)*** ***'ઈચ્છં'.***
  પછી ભાઈઓએ ગોદોહિકા આસને બેસીને, બહેનોએ ઊભા ઊભા બે હાથ જોડીને ત્રણ નવકાર ગણવા.
- ત્યાર પછી ૪૮ મિનિટ સુધી સ્વાધ્યાય-જપ વગેરે કરવો, પણ પરસ્પર વાતો વિ. કરવા નહીં.

**નોંધ :**

- ૪૮ મિનિટ પૂર્ણ થતા, સામાયિક પારતી વખતે બીજું સામાયિક લેવાની ભાવના હોય તો પૂર્વનું સામાયિક પાર્યા વિના જ પૂર્વની જેમ બીજું સામાયિક લેવું, ત્રીજું સામાયિક પણ બીજું સામાયિક પાર્યા વિના લઈ શકાય. પણ સળંગ ચોથું સામાયિક લઈ શકાય નહીં. ત્રીજું સામાયિક પાર્યા પછી જ ચોથું સામાયિક લઈ શકાય.
- સામાયિક - પ્રતિક્રમણાદિમાં બોલતી વખતે મુખ આગળ મુહપત્તિ અવશ્ય રાખવી જોઈએ. તથા સામાયિકના ૩૨ દોષો ન લાગે તેની કાળજી રાખવી જોઈએ.
- સામાયિક ૪૮ મિનિટ પહેલાં પારી શકાય નહીં. વ્યાખ્યાન વિ. કારણે ૪૮ મિનિટથી વધુ થાય તો ચાલે.

# સામાયિક પારવાની વિધિ

- સામાયિક લેવાની જેમ જ પ્રથમ ***ખમાસમણ*** દઈને ***ઈરિયાવહી*** સૂત્રથી ***લોગસ્સ*** બોલવા સુધીનું બધું કરવું.
- પછી ખમાસમણ દઈને ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦! મુહપત્તિ પડિલેહું?'*** (અહીં સામાયિક શબ્દ ન બોલવો.) (ગુરુઃ ***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહીને ૫૦ બોલથી મુહપત્તિ પડિલેહવી. (વિધિ માટે નીચે જુઓ)
- પછી ખમા૦ દઈને ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦! સામાયિક પારું?'*** (ગુરુઃ ***'પુણરવિ કાયવ્વો'***. આ સામાયિક ફરીથી કરવા જેવું છે.) ***'યથાશક્તિ'*** કહીને
- એક ખમાસમણ દઈને ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦! સામાયિક પાર્યું ?'*** (ગુરુ : ***'આયારો ન મોત્તવ્વો'*** આ શુભ આચાર છોડવા જેવા નથી.) ***'તહત્તિ'*** કહીને
- ચરવળા ઉપર જમણો હાથ ઠાવીને, ડાબા હાથ વડે મુહપત્તિ મુખ પાસે રાખીને, ***નવકાર*** તથા ***સામાઈય વય જુત્તો૦*** સૂત્ર બોલવું.
- ત્યાર પછી પૂર્વે જો સ્થાપના સ્થાપી હોય તો અવળો હાથ રાખીને નવકાર ગણવાપૂર્વક સ્થાપના ઉત્થાપવી (નીચેના ચિત્ર મુજબ).




# મુહપત્તિ પડિલેહણની વિધિ

- મુહપત્તિ એક વેંત અને ચાર આંગળ લાંબી-પહોળી હોય છે. તેની એક તરફની કિનાર ધારવાળી હોય છે. અને તેની ઘડી એવી રીતે કરેલી હોવી જોઈએ કે જેથી પોતાની જમણી તરફ તથા નીચેની તરફ ઘડીવાળો ભાગ રહે તે રીતે મુહપત્તિને પકડીએ અને જમણા હાથથી તે મુહપત્તિના ચાર પડમાંથી નીચેના છેલ્લા પડનો ઉપરનો છેડો પકડીને ખોલીએ તો ધારની કિનારવાળો ભાગ આંખની સામે ઉપર આવે તથા વચ્ચેની ઊભી ઘડી પોતાની તરફ વળતી હોય તેવું

દેખાય. મુહપત્તિનું પડિલેહણ કરવા ઊભડક પગે બેસવું અને મુહપત્તિને તે રીતે ખોલવી (**ચિત્ર -૧**).

- પછી, મુહપત્તિની તે બાજુનું બરાબર નિરીક્ષણ કરવું. કોઈ જીવ-જંતુ વગેરે દેખાય તો જયણાપૂર્વક તેમની રક્ષા કરવી. પછી જમણા હાથમાં રહેલો છેડો ડાબા હાથમાં અને ડાબા હાથમાં રહેલો છેડો જમણા હાથમાં ફેરવવો. અને પૂર્વની રીતે બીજી બાજુનું પણ બરાબર નિરીક્ષણ કરવું. (**ચિત્ર -૨**)
- પછી ડાબા હાથ તરફનો છેડો ત્રણવાર ખંખેરવો. તે ત્રણ પુરિમ કહેવાય. પછી પૂર્વની જેમ મુહપત્તિના છેડા બદલીને બીજી બાજુ જોવી. અને જમણા હાથ તરફનો છેડો ત્રણવાર ખંખેરવારૂપ ત્રણ પુરિમ કરવા. (**ચિત્ર ૩-૪**)
- પછી જમણા હાથથી મુહપત્તિનો મધ્યભાગ ડાબા હાથ ઉપર નાંખીને ઘડીવાળો મધ્યભાગનો હથેળી તરફનો છેડો એવી રીતે ખેંચી લેવો કે જેથી બરાબર બે પડની ઘડી વળી જાય. (**ચિત્ર -૫**)

નજર સમક્ષ આવેલી બે પડની ઘડી વાળી તે મુહપત્તિના ત્રણ વળને જમણા હાથની ચાર આંગળીઓના ત્રણ આંતરામાં રાખીને, ડાબા હાથની હથેળીથી કાંડા સુધી હાથને અડે નહી તે રીતે લઈ જવી. (**ચિત્ર -૬**) તથા કાંડાથી હથેળી તરફ ઘસીને બહાર લાવવી. (**ચિત્ર -૭**) કાંડા તરફ મુહપત્તિને લાવવી તે 'અક્ખોડા' કહેવાય અને હાથને ઘસીને હથેળી તરફ મુહપત્તિને પાછી લાવવી તે 'પક્ખોડા' કહેવાય. આ રીતે ત્રણ વાર કરવું. આટલી વિધિ કરવાથી મુહપત્તિની પડિલેહણા પૂરી થાય છે. અને તે દરમિયાન પચીસ બોલ બોલવાના હોય છે. ત્યાર પછી પડિલેહણ થઈ ગયેલી તે મુહપત્તિથી શરીરની પડિલેહણા નીચેની રીતે પચીસ બોલ બોલવાપૂર્વક કરવાની હોય છે.

'પક્ખોડા' પતી ગયા પછી, જમણા હાથમાં ત્રણ વળ વાળેલી તે મુહપત્તિથી ડાબા હાથના પાછળના ભાગને ઉપરથી કોણી સુધી પ્રમાર્જવો, પછી કોણીથી ઉપર સુધીના આગળના ભાગને પ્રમાર્જવારૂપ ડાબા હાથની પ્રમાર્જના કરવી. (**ચિત્ર-૮**) ત્યાર બાદ ડાબા હાથની આંગળીઓનાં ત્રણ આંતરામાં મુહપત્તિના ત્રણ વળ કરીને ડાબા હાથની જેમ જમણા હાથની પ્રમાર્જના કરવી. પછી વળ દૂર કરીને, બે હાથે બે છેડા પકડીને, મુહપત્તિથી મસ્તકના મધ્ય, જમણા તથા ડાબા ભાગની, મુખના મધ્ય, જમણા તથા ડાબા ભાગની, અને

હૃદયના મધ્ય, જમણા તથા ડાબા ભાગની પ્રર્માજના કરવી. **(ચિત્ર - ૯-૧૦-૧૧)**

પછી જમણા ખભે બે વાર અને ડાબા ખભે બે વાર એમ ચાર વાર મુહપત્તિથી પ્રમાર્જના કરવી. **(ચિત્ર -૧૨)**

ત્યાર બાદ ચરવળા અથવા ઓઘાથી જમણા પગની મધ્ય, જમણી તથા ડાબી તરફ અને ડાબા પગની મધ્ય, જમણી તથા ડાબી તરફ એમ છ પ્રમાર્જના કરવી. **(ચિત્ર - ૧૩)** આમ પચીસ બોલથી મુહપત્તિનું અને ત્યાર પછી બીજા પચીસ બોલથી (તે પડિલેહણ કરેલી મુહપત્તિથી) શરીરનું પડિલેહણ કરવાનું હોય છે. તે વખતે ૨૬ થી ૫૦ નંબરના બોલો બોલવાના હોય છે પણ બહેનોએ ચિત્ર નં. ૯,૧૧,૧૨ ની તથા સાધ્વીજીઓએ ચિત્ર નં. ૧૧,૧૨ની પડિલેહણા કરવાની હોતી નથી.



(૧) ૧. ઊભડક બેસો. ૨. હાથ બે પગની અંદર રાખો. ૩. મુહપત્તિને ખોલો. ૪. પછી નિરીક્ષણ કરો. તે વખતે મનમાં 'સૂત્ર' બોલો.

(૨) મુહપત્તિને બીજી બાજુએ ફેરવીને નિરીક્ષણ કરતા મનમાં 'અર્થ-તત્ત્વ કરી સદ્દહું' બોલો.

(૩) મુહપત્તિના ડાબા છેડાને ખંખેરતા 'સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય પરિહરું' બોલો.

(૪) જમણા છેડાને ખંખેરતા મનમાં 'કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ પરિહરું' બોલો.

(૫) પછી મુહપત્તિનો મધ્યભાગ ડાબા હાથ ઉપર આ રીતે નાંખવો.

(૬) મુહપત્તિના ત્રણ વળને હથેળીથી કાંડા તરફ લઈ જતાં મનમાં અનુક્રમે 'સુદેવ સુગુરુ-સુધર્મ આદરું' જ્ઞાન-દર્શન-ચારિત્ર આદરું', 'મનગુપ્તિ વચનગુપ્તિ-કાયગુપ્તિ આદરું' બોલો.

(૭) કાંડાથી હથેળી તરફ ઘસીને બહાર લાવતા મનમાં અનુક્રમે 'કુદેવ-કુગુરુ કુધર્મ પરિહરું' 'જ્ઞાનવિરાધના-દર્શનવિરાધના-ચારિત્રવિરાધના પરિહરું', 'મનદંડ-વચનદંડ-કાયદંડ પરિહરું' બોલો.

(૮) ડાબા હાથની પ્રમાર્જના કરતાં 'હાસ્ય-રતિ-અરતિ પરિહરું' અને જમણા હાથની પ્રમાર્જના કરતાં 'ભય-શોક-દુગંછા પરિહરું' બોલો.

(૯) મસ્તકની પ્રમાર્જના કરતાં મનમાં 'કૃષ્ણલેશ્યા-નીલલેશ્યા-કાપોતલેશ્યા પરિહરું' બોલો.

(૧૦) મુખની પ્રમાર્જના કરતાં મનમાં 'રસગારવ-ૠદ્ધિગારવ-શાતાગારવ પરિહરું' બોલો.

(૧૧) હૃદયની પ્રમાર્જના કરતાં મનમાં 'માયાશલ્ય-નિયાણશલ્ય-મિથ્યાત્વશલ્ય પરિહરું' બોલો.

(૧૨) જમણા ખભે પ્રમાર્જના કરતાં મનમાં 'ક્રોધ-માન પરિહરું', અને ડાબા ખભે પ્રમાર્જના કરતાં 'માયા-લોભ પરિહરું', બોલો.

(૧૩) જમણા પગની પ્રમાર્જના કરતાં મનમાં 'પૃથ્વીકાય-અપ્કાય-તેઉકાયની જયણા કરું'. અને ડાબા પગની પ્રમાર્જના કરતાં 'વાયુકાય-વનસ્પતિકાય-ત્રસકાયની રક્ષા કરું' બોલો.

## મુહપત્તિના ૫૦ બોલ

- સૂત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહું
- સમ્યક્ત્વ મોહનીય-મિશ્ર મોહનીય-મિથ્યાત્વ મોહનીય પરિહરું
- કામરાગ સ્નેહરાગ દષ્ટિરાગ પરિહરું
- સુદેવ-સુગુરુ-સુધર્મ આદરું **(૧૦ બોલ)**
- કુદેવ-કુગુરુ-કુધર્મ પરિહરું
- જ્ઞાન-દર્શન-ચારિત્ર-આદરું
- જ્ઞાનવિરાધના-દર્શનવિરાધના-ચારિત્રવિરાધના પરિહરું
- મનગુપ્તિ-વચનગુપ્તિ-કાયગુપ્તિ આદરું
- મનદંડ-વચનદંડ-કાયદંડ પરિહરું **(૨૫ બોલ)**
- હાસ્ય-રતિ-અરતિ પરિહરું
- ભય-શોક-દુગંછા પરિહરું
- કૃષ્ણલેશ્યા-નીલલેશ્યા-કાપોતલેશ્યા પરિહરું
- રસગારવ-ઋદ્ધિગારવ- શાતાગારવ પરિહરું
- માયાશલ્ય-નિયાણશલ્ય-મિથ્યાત્વશલ્ય પરિહરું
- ક્રોધ-માન- પરિહરું
- માયા-લોભ પરિહરું
- પૃથ્વીકાય-અપ્કાય-તેઉકાયની જયણા કરું
- વાઉકાય-વનસ્પતિકાય-ત્રસકાયની રક્ષા કરું

## પ્રભુદર્શનની વિધિ

- તારક દેવાધિદેવ અરિહંત પરમાત્માનો આપણા ઊપર અનહદ ઉપકાર છે. તે ઉપકારને યાદ કરીને, સંસારમાંથી છૂટીને અરિહંત પરમાત્મા જેવા બનવા માટે અને તેમના જેવા ગુણો મેળવવા માટે દરરોજ સવારે પ્રભુના દર્શન કરવા જવું જોઈએ. ભગવાનના દર્શન કર્યા પહેલા મોઢામાં અન્ન કે પાણીનો છાંટો પણ નાખવો જોઈએ નહીં.
- શુદ્ધ વસ્ત્રો પહેરીને, ધૂપ-દીપક-ચોખા-નૈવેદ્ય-ફળ વગેરે સામગ્રી લઈને દર્શન કરવા જવું.

- દેરાસરના મુખ્ય દ્વારમાં પ્રવેશ કરતાં, સર્વ પાપ-વ્યાપારોનો ત્યાગ કરવારૂપ પ્રથમ 'નિસીહિ' બોલવી.
- પ્રભુનું મુખ દેખાતાં જ, બે હાથ જોડીને, મસ્તક નમાવીને નમો જિણાણં બોલવું.
- પછી દુહા બોલવા પૂર્વક પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દેવી.
- ત્યારબાદ દેરાસર સંબંધી વિચારોનો ત્યાગ કરવારૂપ બીજી નિસીહિ બોલીને પ્રભુ સન્મુખ બે હાથ જોડીને ભાવપૂર્વક સ્તુતિઓ બોલવી.
- ત્યાર પછી ધૂપ-દીપ-અક્ષત-નૈવેદ્ય-ફળપૂજા કરીને ત્રીજી નિસીહિ બોલીને ચૈત્યવંદન કરવું.

## ચૈત્યવંદનની વિધિ

- પ્રથમ એક ***ખમાસમણ*** દઈને ***ઈરિયાવહી૦, તસ્સ ઉત્તરીકરણેણં૦, અન્નત્થ૦*** કહીને ***ચંદેસુ નિમ્મલયરા*** સુધી એક ***લોગસ્સનો*** કાયોત્સર્ગ કરીને ***'નમો અરિહંતાણં'*** કહેવા પૂર્વક પારીને પ્રગટ ***લોગસ્સ*** બોલવો.
- પછી ત્રણ ***ખમાસમણ*** દઈને ***'ઈચ્છા૦ સંદિસહ ભગવન્ ! ચૈત્યવંદન કરું ? ઈચ્છં'***, કહીને ***સકલ-કુશલ-વલ્લી૦ ચૈત્યવંદન, જં કિંચિ૦, નમુત્થુણં૦, જાવંતિ ચેઈઆઈં૦*** સૂત્રો કહેવા. પછી ***ખમાસમણ*** દઈને ***જાવંત કે વિ સાહૂ૦*** સૂત્ર કહીને ***નમોર્હત્૦*** બોલીને ***સ્તવન*** (ન આવડે તો ***ઉવસગ્ગહરં૦*** સૂત્ર) બોલવું. પછી ***જય વીયરાય૦!*** સૂત્ર બોલવું
- પછી ઊભા થઈને ***અરિહંત ચેઈઆણં૦, અન્નત્થ૦*** કહીને જિનમુદ્રામાં એક ***નવકાર***નો કાયોત્સર્ગ કરીને પારીને ***નમોર્હત્૦*** કહેવા પૂર્વક થોય બોલવી. પછી એક ખમાસમણ દેવું.

નોંધ: ● પચ્ચક્ખાણ લેવાનું હોય તો પચ્ચક્ખાણ લઈને ફરી ખમાસમણ દેવું. ***જાવંતિ ચેઈઆઈં૦, જાવંત કે વિ સાહૂ૦*** તથા **આભવમખંડા** સુધીના અડધા ***જયવીયરાય*** મુક્તાશુક્તિ મુદ્રામાં કહેવા. બાકીનું યોગમુદ્રામાં બોલવું. પરંતુ ઊભા રહેતી વખતે હાથ યોગમુદ્રામાં અને પગ જિનમુદ્રામાં રાખવા. કાઉસ્સગ્ગ કરતી વખતે જિનમુદ્રા ધારણ કરવી.



**(૧) યોગમુદ્રા :** એકબીજાના આંતરામાં એકબીજી આવી જાય, તે રીતે દશ આંગળીઓ ભેગી કરીને, બે હાથની કોણીઓ પેટ ઉપર અડાડીને, મસ્તક નમાવવું તે યોગમુદ્રા.



**(૨) મુક્તાશુક્તિ મુદ્રા :** દસ આંગળીઓના ટેરવાં પરસ્પર અડે અને બંને હથેળીઓ વચ્ચે પોલાણ રહે તેવી રીતે મોતીની છીપના જેવો આકાર બનાવીને હાથ કપાળે અડેલા રાખવા તે મુક્તાશુક્તિ મુદ્રા.



**(૩) જિનમુદ્રા :** ઊભા રહેતી વખતે બે પગ વચ્ચે આગળના ભાગમાં ચાર આંગળ જેટલું અને પાછળના ભાગમાં તેથી કાંઈક ઓછું અંતર રહે, એ પ્રમાણે પગ રાખવા. તથા હાથના પંજા ઢીંચણ તરફ લટકતા રહે તે રીતે હાથ સીધા લટકતા રાખવા તે જિનમુદ્રા કહેવાય. ચરવળો ડાબા હાથમાં, દાંડી આગળ અને દશી પાછળ રહે તે રીતે પકડવો. મુહપત્તિ જમણા હાથના અંગૂઠા અને આંગળી વચ્ચે પકડવી.

## દેવવંદનની વિધિ

૧) પ્રથમ ખમાસમણ દઈને ***ઈરિયાવહી૰, તસ્સ ઉત્તરીકરણેણં૰, અન્નત્થ૰,*** કહીને ***ચંદેસુ નિમ્મલયરા*** સુધી એક ***લોગસ્સનો*** કાયોત્સર્ગ કરીને પારીને, પ્રગટ ***લોગસ્સ૰*** કહેવો.

૨) પછી ***ખમા૰*** દઈને ***'ઈચ્છા૰ સંદિ૰ ભગવન્ ! ચૈત્યવંદન કરું ? ઈચ્છં'***, કહીને ડાબો ઢીંચણ ઊભો કરીને ***'સકલ-કુશલ૰'*** બોલીને ***ચૈત્યવંદન, જં કિંચિ૰, નમુત્થુણં૰*** કહી અડધા (***આભવમખંડા*** સુધી) ***જય વીયરાય૰*** કહેવા.

૩) પછી ***ખમા૰*** દઈને ***'ઈચ્છા૰ સંદિ૰ ભગવન્ ! ચૈત્યવંદન કરું ? ઈચ્છં,'*** કહીને ડાબો ઢીંચણ ઊભો કરીને બીજું ***ચૈત્યવંદન, જં કિંચિ૰, નમુત્થુણં૰*** કહેવું.

૪) પછી ઊભા થઈને ***અરિહંત - ચેઈયાણં૰, અન્નત્થ૰*** કહીને એક ***નવકાર***નો કાયોત્સર્ગ કરીને ***'નમો અરિહંતાણં'*** કહેવાપૂર્વક પારીને, ***નમોઽર્હત્૰*** કહેવાપૂર્વક પહેલી થોય બોલવી.

૫) પછી ***લોગસ્સ૰ સવ્વલોએ અરિહંત-ચેઈયાણં૰, અન્નત્થ૰*** કહીને એક ***નવકાર***નો કાયોત્સર્ગ કર્યા પછી પારીને બીજી થોય કહેવી.

૬) પછી ***પુક્ખરવર-દીવડ્ઢે૦, સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ૦, અન્નત્થ૦*** કહીને એક ***નવકાર***નો કાયોત્સર્ગ કર્યા પછી પારીને ત્રીજી થોય કહેવી.

૭) પછી ***સિદ્ધાણં બુદ્ધાણં૦, વેયાવચ્ચગરાણં૦, અન્નત્થ૦*** કહીને એક ***નવકાર***નો કાયોત્સર્ગ કર્યા પછી પારીને ***નમોઽર્હત્*** કહેવાપૂર્વક ચોથી થોય કહેવી.

૮) પછી ડાબો ઢીંચણ ઊભો કરીને બેસવાપૂર્વક ***નમુત્થુણં૦*** સૂત્ર કહેવું.

૯) પછી ઊભા થઈને ***અરિહંત-ચેઈયાણં૦, અન્નત્થ૦*** કહીને એક ***નવકાર***નો કાયોત્સર્ગ કર્યા પછી પારીને ***નમોઽર્હત્*** કહેવા પૂર્વક નવા થોય જોડાની પ્રથમ થોય કહેવી. પૂર્વોક્ત (૪ થી ૭) રીતે જ અહીં ચાર થોય સુધી બધું કરવું.

૧૦) પછી બેસીને, ડાબો ઢીંચણ ઊભો કરીને ***નમુત્થુણં૦, જાવંતિ ચેઈઆઈં૦, ખમાસમણ, જાવંત કેવિ સાહૂ૦*** કહ્યા પછી ***નમોઽર્હત્૦*** કહીને ***સ્તવન*** બોલવું. પછી અડધા ***જય વીયરાય૦*** બોલવા.

૧૧) પછી ખમાસમણ ***'ઈચ્છા૦ સંદિ૦ ભગવન્ ! ચૈત્યવંદન કરું? ઈચ્છં,'*** કહીને ત્રીજું ***ચૈત્યવંદન*** કહેવું. ***જં કિંચિ૦, નમુત્થુણં૦*** કહીને સંપૂર્ણ ***જય વીયરાય૦*** કહેવા. પછી ખમાસમણ દઈને, જમણો હાથ ઠાવીને 'અવિધિ - આશાતના મિચ્છા મિ દુક્કડમ્' કહેવું.

## વાંદણા દેવાની વિધિ (૨૫ આવશ્યક)

**૧. યથાજાત મુદ્રા :** જન્મ વખતે કે દીક્ષા લેતી વખતે (બે હાથ જોડીને મસ્તકે લગાડવારૂપ) જે નમ્ર મુદ્રા હોય તેવી મુદ્રા, વાંદણા સૂત્ર બોલતી વખતે રાખવી.

**૨-૩ બે અવનત :** ***'ઈચ્છામિથી નિસીહિઆએ'*** બોલતી વખતે થોડું મસ્તક નમાવવું તે. બે વાંદણામાં મળીને બે અવનત થાય. (ચિત્ર. ૧)

**૪-૫. પ્રવેશ :** ત્યાર પછી નિસીહિ બોલીને ઊભા ઊભા જ બે પગની પાછળ ત્રણ, બે પગની આગળ ત્રણ અને આગળની જમીન ઉપર ત્રણ એમ નવ સંડાસા પ્રમાર્જીને, અવગ્રહમાં પ્રવેશ કરીને (સહેજ આગળ આવીને) ગોદોહિકા આસને (ગાયને દોહવા ગોવાળીઓ જે રીતે બેસે તે રીતે) (ચિત્ર-૨) બેસવું. (બે વાંદણામાં મળીને આ રીતે બે વાર પ્રવેશ થાય) પછી બે હાથમાં બે સંડાસા પૂંજીને તથા ચરવળા ઉપર ત્રણ સંડાસા પૂંજીને મુહપત્તિ મૂકવી. આમ કુલ ૧૪ સંડાસા થયા. મુહપત્તિ એ ગુરુ ભગવંતના ચરણ છે, એવી કલ્પના કરવાની છે.

**૬-૧૭. બાર આવર્ત્ત તથા**

**૧૮-૨૧. ચાર શીર્ષનમન**

પછી આંગળીઓના દશ ટેરવા (જુઓ ચિત્ર ૨ - ૩)

| | | | |
|---|---|---|---|
| **અ** | બોલતા ગુરુચરણને (મુહપત્તિને) | **અવળા** | અડાડવા |
| **હો** | બોલતા પોતાના મસ્તકને | **સવળા** | અડાડવા |
| **કા** | બોલતા ગુરુચરણને | **અવળા** | અડાડવા |
| **યં** | બોલતા પોતાના મસ્તકને | **સવળા** | અડાડવા |
| **કા** | બોલતા ગુરુચરણને | **અવળા** | અડાડવા |
| **ય** | બોલતા પોતાના મસ્તકને | **સવળા** | અડાડવા |

પછી ગુરુચરણ (મુહપત્તિ) ઉપર બે હાથ સવળા રાખીને તેને મસ્તક અડાડતા ***'સંફાસં'*** બોલવું. (ચિત્ર - ૪) પછી ***'ખમણિજ્જો ભે થી વઈક્કંતો'*** સુધી બોલીને હાથની આંગળીઓના દશ ટેરવા, (ચિત્ર - ૨-૫-૩).










| | | | |
|---|---|---|---|
| **જ** | બોલતા ગુરુચરણને | **અવળા** | અડાડવા |
| **ત્તા** | બોલતા મધ્યમાં | **સવળા** | અડાડવા |
| **ભે** | બોલતા મસ્તકને | **સવળા** | અડાડવા |

| | | | |
|---|---|---|---|
| **જ** | બોલતા ગુરુચરણને | **અવળા** | અડાડવા |
| **વ** | બોલતા મધ્યમાં | **સવળા** | અડાડવા |
| **ણિજ્** | બોલતા મસ્તકને | **સવળા** | અડાડવા |
| **જં** | બોલતા ગુરુચરણને | **અવળા** | અડાડવા |
| **ચ** | બોલતા મધ્યમાં | **સવળા** | અડાડવા |
| **ભે** | બોલતા મસ્તકને | **સવળા** | અડાડવા |

પછી ગુરુચરણ (મુહપત્તિ) ઉપર બે હાથ સવળા રાખીને તેને મસ્તક અડાડતા 'ખામેમિ' બોલવું. **(ચિત્ર - ૪)** 'અહો-કાયં-કાય-જત્તાભે-જવણિજ્ જંચભે' એમ બે વાંદણાના છ છ આવર્ત્તો મળીને બાર આવર્ત્ત થયા અને 'સંફાસં' તથા 'ખામેમિ' બોલતી વખતે મસ્તક નમાવવા રુપ બે-બે શીર્ષનમન ગણતા બે વાંદણામાં ચાર શીર્ષનમન થયા.

**૨૨. નિષ્ક્રમણ :** 'ખામેમિ ખમાસમણો દેવસિઅં વઈક્કમ્મં' બોલીને, પાછળ ત્રણ સંડાસા પ્રમાર્જીને (પૂર્વના ૧૪+ આ ૩=૧૭ સંડાસા થયા. ખમાસમણ વખતે પણ આ ૧૭ સંડાસા પ્રમાર્જવાનું ખ્યાલમાં રાખવું જોઈએ) ઊભા થવું અને અવગ્રહની બહાર નીકળતા 'આવસ્સિઆએ' પદ બોલીને બાકીનું વાંદણા સૂત્ર પૂર્ણ કરવું. બીજા વાંદણા વખતે 'આવસ્સિઆએ' પદ બોલ્યા વિના જ-અવગ્રહની બહાર નિકળ્યા વિના જ-જ્યાં બેઠા હતા, ત્યાં જ ઊભા ઊભા 'પડિક્કમામિ ખમાસમણાણં થી વોસિરામિ' સુધીનું બાકીનું સૂત્ર બોલવું. આમ, નિષ્ક્રમણ (બહાર નીકળવાનું) એકવાર જ છે.

(બીજીવારના વાંદણા પછી જે કાર્ય માટે વંદન કર્યું હોય, તે કાર્ય પૂરું કરીને અવગ્રહની બહાર નીકળવાનું છે.)

**૨૩-૨૪-૨૫ ત્રણ ગુપ્તિ :** વાંદણા દેતી વખતે મનની એકાગ્રતારૂપ મન ગુપ્તિ, વાંદણા સૂત્રના અક્ષરોના અસ્ખલિત, ભૂલ વગર અને શુદ્ધ ઉચ્ચાર કરવારૂપ વચનગુપ્તિ અને કાયા વડે આવર્ત્ત વગેરે વિધિપૂર્વક કરવારૂપ કાયગુપ્તિ સાચવવી જોઈએ.

ઉપરોક્ત ૨૫ આવશ્યકો સાચવીને વાંદણા દેવાથી ગુરુ મહારાજ પ્રત્યેનો ઉત્કૃષ્ટ વિનય પ્રગટ થાય છે અને અનંત કર્મો નાશ પામે છે.

- અવગ્રહ = ગુરુ ભગવંતની અત્યંત નજીકની જગ્યા.
- જ ત્તા ભે ? અને જં ચ ભે ? માં પ્રશ્ન કરતા હોઈએ તેમ બોલવું.

# દેવસિઅ પ્રતિક્રમણની વિધિ

**પૂર્વસૂચન :-**

a) સામાયિક કે પ્રતિક્રમણમાં પુરુષોએ શુદ્ધ ધોતીયું અને ખેશ ધારણ કરવા જોઈએ, સીવેલા કપડા પહેરાય નહીં.

b) કટાસણા વિના હજી સામાયિક-પ્રતિક્રમણાદિ થઈ શકે, પણ ચરવળા વિના તો થઈ જ ન શકે.

c) પ્રતિક્રમણ કરતા પૂર્વે જ માત્રુ-સ્થંડિલાદિ ક્રિયા પતાવી દેવી જોઈએ. પ્રતિક્રમણાદિ ચાલુ ક્રિયામાં માત્રુ વગેરે કરવા જવું નહિ. છતાં શંકા થવાથી જવું પડે તો, 'સામાયિક, ચઉવિસત્થો, વંદન, પ્રતિક્રમણ, કાઉસ્સગ્ગ, પચ્ચક્ખાણ કર્યું છે જી' બોલવાપૂર્વક છ આવશ્યક પૂર્ણ થયા પછી જઈ શકાય. વળી તે માટે-પ્રથમ અશુદ્ધ વસ્ત્રો પહેરીને, માથે વ્યવસ્થિત કામળી (શાલ) ઓઢીને, બહાર લીલોતરી વગેરે વિનાની શુદ્ધ-નિર્દોષ જગ્યામાં માત્રુ વગેરે કરીને પછી શુદ્ધ વસ્ત્ર પહેરવા. શાલને સંકેલ્યા વિના લગભગ ૧૦ મિનિટ ખુલ્લી સૂકવવી. પછી ઈરિયાવહી, ગમણાગમણે કરીને ત્યારબાદ, જ્યાંથી પ્રતિક્રમણ કરવાનું બાકી હોય ત્યાંથી આગળ કરવું. સામુદાયિક પ્રતિક્રમણ આગળ થઈ ગયું હોય તો બાકી રહી ગયેલું કરીને તેમની સાથે ભળી જવું.

d) સામાયિક - પ્રતિક્રમણમાં ઉજઈ (સીધો લાઈટનો પ્રકાશ) પોતાની ઉપર ન પડે તેની કાળજી રાખવી.

e) દેવસિઅ પ્રતિક્રમણ એ રીતે શરૂ કરવું જોઈએ કે સૂર્યાસ્ત સમયે વંદિત્તુ આવે, આ તેનો વિધિ છે. અપવાદે રાતના ૧૨ વાગ્યા સુધી થઈ શકે.

૧. પ્રથમ સામાયિક લેવું.

૨. જો ચોવિહાર ઉપવાસ ન હોય તો (પાણી પીધું હોય તો) મુહપત્તિ પડિલેહવી. પછી જો ઉપવાસ પણ ન હોય (ખાધું હોય તો) બે વાંદણા દેવા.

૩. પછી ***'ઈચ્છકારી ભગવન્ ! પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશોજી'*** કહીને યથાશક્તિ પચ્ચક્ખાણ કરવું.

૪. પછી ખમાસમણ દઈને ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરું? ઈચ્છં!'*** કહી ચૈત્યવંદન કહેવું.

૫. પછી ***જં કિંચિ૦, નમુત્થુણં૦, અરિહંત-ચેઈયાણં૦, અન્નત્થ૦,*** કહી એક

***નવકાર***નો કાઉસ્સગ્ગ કરી, પારીને ***નમોઽર્હત્૦*** કહીને પહેલી થોય કહેવી. પછી

૬. ***લોગસ્સ૦ સવ્વલોએ અરિહંત-ચેઈઆણં૦, અન્નત્થ૦*** કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને બીજી થોય કહેવી. પછી

૭. ***પુક્ખરવર-દીવડ્ઢે૦, સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ૦, અન્નત્થ૦*** કહી એક ***નવકાર***નો કાઉસ્સગ્ગ કરી, પારીને ત્રીજી થોય કહેવી. પછી

૮. ***સિદ્ધાણં બુદ્ધાણં૦, વેયાવચ્ચગરાણં૦ અન્નત્થ૦*** કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને ***નમોઽર્હત્૦*** કહી ચોથી થોય કહેવી. પછી

૯. બેસીને યોગમુદ્રામાં ***નમુત્થુણં૦*** કહેવું. પછી

૧૦. એક ખમાસમણ દઈ ***ભગવાન્હં,*** બીજું ખમાસમણ દઈ ***આચાર્યહં,*** ત્રીજું ખમાસમણ દઈ ***ઉપાધ્યાયહં,*** અને ચોથું ખમાસમણ દઈ ***સર્વસાધુહં*** કહેવું. પછી

૧૧. ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેવસિઅ પડિક્કમણે ઠાઉં? ઈચ્છં'*** કહી જમણો હાથ (ચરવળા ઉપર) થાપી ***'સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, મિચ્છા મિ દુક્કડં'*** કહેવું. પછી.

૧૨. ***કરેમિ ભંતે૦, ઈચ્છામિ ઠામિ૦, તસ્સ ઉત્તરી કરણેણં૦, અન્નત્થ૦*** કહી, પંચાચારની આઠ ગાથા (ન આવડે તો આઠ નવકાર) નો કાઉસ્સગ્ગ કરવો. પારીને પ્રગટ લોગસ્સ કહીને

૧૩. ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને બે વાંદણા દેવા.

૧૪. પછી ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! દેવસિઅં આલોઉં ? ઈચ્છં, આલોએમિ જો મે દેવસિઓ૦'*** નો પાઠ કહેવો.

૧૫. પછી સાત લાખ અને અઢાર પાપસ્થાનક કહેવા.

૧૬. પછી ***'સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ઈચ્છં, તસ્સ મિચ્છા મિ દુક્કડં'*** કહેવું. પછી

૧૭. બેસીને જમણો પગ ઊભો કરીને એક ***નવકાર, કરેમિ ભંતે૦, ઈચ્છામિ પડિક્કમિઉં૦*** કહીને ***તસ્સ ધમ્મસ્સ કેવલિપન્નત્તસ્સ*** સુધી ***વંદિત્તુ*** કહેવું. ***અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ*** બોલતાં બોલતાં ઊભા થવું અને બાકીનું વંદિત્તુ ઊભા ઊભા બોલવું. પછી બે વાંદણા દેવા. પછી ઊભા થઈને

૧૮. ***અબ્ભુટ્ઠિઓ*** ખામીને બે વાંદણા દેવા. પછી

૧૯. ***આયરિઅ ઉવજ્ઝાએ૦, કરેમિ ભંતે૦, ઈચ્છામિ ઠામિ૦, તસ્સ ઉત્તરી૦,***

***અન્નત્થ૦*** બોલીને ***ચંદેસુ નિમ્મલયરા*** સુધી બે ***લોગસ્સ***નો કાઉસ્સગ્ગ કરવો. પારીને

૨૦. પ્રગટ ***લોગસ્સ૦, સવ્વલોએ અરિહંતચેઈયાણં૦, અન્નત્થ૦*** કહી, ***ચંદેસુ નિમ્મલયરા*** સુધી એક ***લોગસ્સ***નો કાઉસ્સગ્ગ કરવો. પારીને

૨૧. ***પુક્ખરવર-દીવઢ્ઢે૦, સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ૦*** કહી ***અન્નત્થ૦*** કહી, ***ચંદેસુ નિમ્મલયરા*** સુધી એક ***લોગસ્સ***નો કાઉસ્સગ્ગ કરવો. પારીને.

૨૨. ***સિદ્ધાણં બુદ્ધાણં૦, સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં, અન્નત્થ૦*** કહી એક ***નવકાર***નો કાઉસ્સગ્ગ કરીને પારીને ***નમોડર્હત્૦*** કહી ***'સુઅદેવયા૦'*** ની થોય કહેવી, સ્ત્રીઓએ તેના બદલે ***'કમલદલ૦'*** ની થોય કહેવી. પછી

૨૩. ***ખિત્તદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦*** કહી, એક ***નવકાર***નો કાઉસ્સગ્ગ કરી પારીને ***નમોડર્હત્૦*** કહીને ***'જિસે ખિત્તે સાહૂ૦'*** ની થોય કહેવી. સ્ત્રીઓએ તેના બદલે ***'યસ્યાઃ ક્ષેત્રં સમાશ્રિત્ય૦'*** ની થોય કહેવી.

૨૪. પછી એક ***નવકાર*** ગણી, છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને બે વાંદણા દેવા. પછી

૨૫. ***'સામાયિક, ચઉવીસત્થો, વંદન, પડિક્કમણું, કાઉસ્સગ્ગ, પચ્ચક્ખાણ કર્યું છે જી'*** એમ કહી છ આવશ્યક સંભારવા. પછી

૨૬. ***ઈચ્છામો અણુસટ્ઠિં, નમો ખમાસમણાણં, નમોડર્હત્૦*** કહીને યોગ મુદ્રામાં ***નમોડસ્તુ વર્ધમાનાય૦,*** કહેવું. સ્ત્રીઓએ તેના બદલે ***સંસાર દાવાનલ૦*** ની ત્રણ થોય કહેવી. પછી

૨૭. ***નમુત્થુણં૦*** કહી ***નમોડર્હત્૦*** કહીને સ્તવન કહેવું. પછી

૨૮. ભાઈઓએ ***વરકનક*** કહેવું. પછી ચાર ખમાસમણ વડે ભગવાનાદિને વાંદવા. પછી જમણો હાથ (ચરવળા ઉપર) થાપી ***અઢ્ઢાઈજ્જેસુ*** કહેવું. પછી

૨૯. ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેવસિઅ પાયચ્છિત્ત વિસોહણત્થં કાઉસ્સગ્ગ કરું? ઈચ્છં, દેવસિઅ પાયચ્છિત્ત વિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં', અન્નત્થ૦*** - કહી, ***ચંદેસુ નિમ્મલયરા*** સુધી ચાર ***લોગસ્સ***નો કાઉસ્સગ્ગ કરવો. પારીને ***લોગસ્સ*** કહેવો. પછી

૩૦. ખમાસમણ દઈ ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સજ્ઝાય સંદિસાહું ? ઈચ્છં',*** બીજું ખમાસમણ દઈ ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સજ્ઝાય કરું ? ઈચ્છં'*** કહી એક ***નવકાર*** ગણી ***સજ્ઝાય*** કહેવી. પછી એક ***નવકાર*** ગણવો. પછી

૩૧. ખમાસમણ દઈ ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! દુક્ખક્ખય કમ્મક્ખય નિમિત્તં કાઉસ્સગ્ગ કરું ? ઈચ્છં, દુક્ખક્ખય કમ્મક્ખય નિમિત્તં કરેમિ કાઉસ્સગ્ગં' અન્નત્થ૦*** કહી, સંપૂર્ણ ચાર ***લોગસ્સ***નો કાઉસ્સગ્ગ કરવો. પારીને ***નમોડર્હત્૦*** કહી ***લઘુશાંતિ*** કહી, ***લોગસ્સ૦*** કહેવો. પછી

૩૨. સામાયિક પારવાની વિધિ પ્રમાણે સામાયિક પારવું પણ ઈરિયાવહી કર્યા બાદ ખમાસમણ દઈ ***ચઉક્કસાય૦, નમુત્થુણં૦, જાવંતિ ચેઈઆઈં૦, ખમાસમણ૦, જાવંત કેવિ સાહુ૦, નમોડર્હત્૦ ઉવસગ્ગહરં૦,*** અને ***જય વીયરાય૦*** કહેવા. પછી મુહપત્તિ પડિલેહીને પારવાના બે આદેશ માંગવા.

**નોંધ :-**

૧. પક્ખી – ચોમાસી – સંવત્સરી પ્રતિક્રમણના પૂર્વના દિવસે (દર તેરસે તથા ભાદરવા સુદ ત્રીજે) અને સાધુ-સાધ્વીજી ભગવંત વિહાર કરીને આવ્યા હોય તે દિવસે સાંજે પ્રતિક્રમણ માંગલિક હોય છે. તેમાં પાર્શ્વનાથ પ્રભુનું ચૈત્યવંદન, ***'કલ્લાણ-કંદં૦'*** ની થોય, ***સંતિકરં***નું સ્તવન તથા ***મન્હ જિણાણં*** (સાધુ-સાધ્વીઓને ધમ્મો મંગલ) ની સજ્ઝાય બોલાય છે. તેમ જ સાધુ-સાધ્વીજી વિહાર કરીને આવ્યા હોય તે દિવસે ***સુઅદેવયા*** ને બદલે ***ભવણદેવયા*** નો કાઉસ્સગ્ગ કરીને ***જ્ઞાનાદિ ગુણ૦*** થોય કહે છે અને ***જિસે ખિત્તે૦*** ના બદલે ***યસ્યાઃ ક્ષેત્રં૦*** થોય કહે છે.

૨. આઠમના દિવસે દેવસિઅ પ્રતિક્રમણમાં ***'સંસાર-દાવાનલ-દાહનીરં૦'*** થોય બોલાય છે.

૩. સ્ત્રીઓએ નમોડર્હત્ સૂત્ર ક્યાંય બોલવાનું નથી.

## રાઈઅ પ્રતિક્રમણ વિધિ

૧. રાઈઅ પ્રતિક્રમણ વહેલી સવારે, સૂર્યોદય પૂર્વે, મંદ સ્વરે-ધીમા અવાજે-આજુબાજુવાળા ઊઠી ન જાય તે રીતે કરવાનું છે. વિશિષ્ટ કારણ હોય તો રાઈઅ પ્રતિક્રમણ બપોરના ૧૨ વાગ્યા સુધી થઈ શકે, પણ પ્રતિક્રમણ કરતાં પૂર્વે કશું ખાવું-પીવું નહીં.

૨. પ્રથમ સામાયિક લેવું.

૩. પછી ખમા૦ દઈને ***'ઈચ્છા૦ સંદિ૦ ભગવન્ ! કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણી રાઈઅ પાયચ્છિત્ત વિસોહણત્થં કાઉસ્સગ્ગ કરું? ઈચ્છં, કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણી રાઈઅ પાયચ્છિત્ત વિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં.' અન્નત્થ૦***

કહીને, ***'સાગરવરગંભીરા'*** સુધી ચાર ***લોગસ્સ***નો કાયોત્સર્ગ કરવો. પારીને ***લોગસ્સ*** કહેવો.

૪. પછી ખમા૦ દઈને ***'ઈચ્છા૦ સંદિ૦ ભગ૦ ચૈત્યવંદન કરું ? ઈચ્છં૦'*** કહી ***જગચિંતામણિ૦*** થી ***જય વીયરાય૦*** સુધી યોગમુદ્રામાં બેસીને બોલવું. તેમાં ***જાવંતિ ચેઈઆઈં૦, જાવંત કે વિ સાહૂ૦*** અને ***અર્ધા જય વીયરાય૦*** મુક્તાશુક્તિ મુદ્રામાં બોલવા.

૫. પછી એક ખમાસમણ દઈને ***'ભગવાનૂહં'***, બીજું ખમાસમણ દઈને ***'આચાર્યહં'***, ત્રીજું ખમાસમણ દઈને ***'ઉપાધ્યાયહં'***, ચોથું ખમાસમણ દઈને ***'સર્વસાધુહં'*** કહેવું. પછી ખમા૦ દઈને ***'ઈચ્છા૦ સંદિ૦ ભગવન્ ! સજ્ઝાય સંદિસાહું ? ઈચ્છં'*** કહીને ખમા૦ દઈને ***ઈચ્છા૦ સંદિ૦ ભગ૦ સજ્ઝાય કરું ? ઈચ્છં'*** કહીને એક ***નવકાર*** ગણીને ***ભરહેસર***ની સજ્ઝાય બોલીને એક ***નવકાર*** ગણવો.

૬. પછી ***ઈચ્છકાર સુહરાઈ૦*** નો પાઠ કહેવો. પછી ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! રાઈઅ પડિક્કમણે ઠાઉં ? ઈચ્છં'***, કહી જમણો હાથ ચરવળા ઉપર સ્થાપીને, ***'સવ્વસ્સવિ રાઈઅ દુચ્ચિંતિઅ દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, મિચ્છા મિ દુક્કડં'*** કહેવું. પછી

૭. ***નમુત્થુણં૦, કરેમિ ભંતે૦, ઈચ્છામિ ઠામિ૦, તસ્સ ઉત્તરી૦, અન્નત્થ૦,*** કહી ***ચંદેસુ નિમ્મલયરા*** સુધી એક ***લોગસ્સ***નો કાઉસ્સગ્ગ કરી, પારી

૮. પ્રગટ ***લોગસ્સ૦*** કહી, ***સવ્વલોએ-અરિહંત ચેઈઆણં૦, અન્નત્થ૦*** કહી ***ચંદેસુ નિમ્મલયરા*** સુધી એક ***લોગસ્સ***નો કાઉસ્સગ્ગ કરી, પારી

૯. ***પુક્ખરવર - દીવડ્ઢે૦, સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ વત્તિયાએ૦, અન્નત્થ૦,*** કહી પંચાચારની આઠ ગાથા (ન આવડે તો આઠ નવકાર) નો કાઉસ્સગ્ગ કરવો. પછી

૧૦. ***સિદ્ધાણં બુદ્ધાણં૦*** કહીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહી, વાંદણા બે દેવા. પછી

૧૧. ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! રાઈઅં આલોઉં ? ઈચ્છં, આલોએમિ જો મે રાઈઓ૦'*** નો પાઠ કહેવો. પછી

૧૨. સાત લાખ અને અઢાર પાપસ્થાનક કહી, ***'સવ્વસ્સવિ રાઈઅ દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! ઈચ્છં, તસ્સ મિચ્છા મિ દુક્કડં'*** કહેવું. પછી

૧૩. (જમણો ઢીંચણ ઉભો કરી) ***નવકાર, કરેમિ ભંતે૦, ઈચ્છામિ પડિક્કમિઉં જો મે રાઈઓ૦*** નો પાઠ કહી; ***તસ્સ ધમ્મસ્સ કેવલિ પન્નત્તસ્સ સુધી વંદિત્તુ૦*** કહી, ***અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ*** બોલતાં ઊભા થઈ, બાકીનું વંદિત્તુ કહીને બે વાંદણા દેવા. પછી

૧૪. અબ્ભુટ્ઠિઓ ખામી બે વાંદણા દેવા. પછી બે હાથ જોડીને

૧૫. ***આયરિઅ ઉવજ્ઝાએ૦, કરેમિ ભંતે૦, ઈચ્છામિ ઠામિ૦, તસ્સ ઉત્તરી૦, અન્નત્થ૦*** કહી તપચિંતવણીનો (પાના નં.૨૧) (ન આવડે તો સોળ નવકારનો) કાઉસ્સગ્ગ કરવો. પારીને પ્રગટ ***લોગસ્સ*** કહી છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહી બે વાંદણા દેવા. પછી

૧૬. ***સકલતીર્થ૦*** કહી યથાશક્તિ પચ્ચક્ખાણ કરવું કે ધારવું. પછી

૧૭. ***'સામાયિક, ચઉવીસત્થો, વંદન, પડિક્કમણું, કાઉસ્સગ્ગ, પચ્ચક્ખાણ કર્યું છે જી'*** (અને ધાર્યું હોય તો ધાર્યું છે જી) કહેવું.

૧૮. પછી ***ઈચ્છામો અણુસટ્ઠિં, નમો ખમાસમણાણં નમોઽર્હત્૦*** કહી, ***વિશાલ-લોચન-દલં૦*** કહેવું. સ્ત્રીઓએ તેના બદલે ***સંસાર-દાવાનલની*** ત્રણ ગાથા બોલવી. પછી

૧૯. ***નમુત્થુણં૦, અરિહંત-ચેઈયાણં૦, અન્નત્થ૦*** કહી એક ***નવકાર***નો કાઉસ્સગ્ગ કરી પારી ***નમોઽર્હત્૦*** કહી ***કલ્લાણ-કંદં*** ની પહેલી ગાથા કહેવી.

૨૦. પછી ***લોગસ્સ૦, સવ્વલોએ અરિહંત-ચેઈઆણં૦, અન્નત્થ૦*** કહી એક ***નવકાર***નો કાઉસ્સગ્ગ કરી પારી ***કલ્લાણ-કંદં***ની બીજી ગાથા કહેવી.

૨૧. પછી ***પુક્ખરવર-દીવડ્ઢે૦, સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ-વત્તિઆએ૦, અન્નત્થ૦*** કહી એક ***નવકાર***નો કાઉસ્સગ્ગ કરી પારી ***કલ્લાણ-કંદં***ની ત્રીજી ગાથા કહેવી.

૨૨. પછી ***સિદ્ધાણં બુદ્ધાણં૦, વેયાવચ્ચગરાણં૦, અન્નત્થ૦*** કહી એક ***નવકાર***નો કાઉસ્સગ્ગ કરી પારી ***નમોઽર્હત્*** કહી ***કલ્લાણ-કંદં***ની ચોથી ગાથા કહેવી.

૨૩. પછી ***નમુત્થુણં૦*** કહી, એક-એક ખમાસમણ દઈ, ***ભગવાન્હં, આચાર્યહં, ઉપાધ્યાયહં*** અને ***સર્વસાધુહં*** કહેવું. પછી જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી ***અડ્ઢાઈજ્જેસુ૦*** કહેવું.

૨૪. પછી ખમાસમણ દેવાપૂર્વક સીમંધર સ્વામીના ત્રણ દુહા બોલીને સીમંધરસ્વામીનું ચૈત્યવંદન કરવું.

૨૫. પછી ખમાસમણ દેવાપૂર્વક સિદ્ધાચલજીના ત્રણ દુહા બોલીને સિદ્ધાચલજીનું ચૈત્યવંદન કરવું.

૨૬. સામાયિક પારવાની વિધિ પ્રમાણે સામાયિક પારવું.

## તપ ચિંતવણી કાઉસ્સગ્ગમાં કરવાનું ચિંતન

શ્રી મહાવીરદેવે છ માસનો તપ કર્યો હતો.
હે ચેતન ! તે તપ તું કર. (મનમાં જ જવાબ વિચારવો કે)
શક્તિ નથી, પરિણામ નથી.

| | |
|---|---|
| એક દિવસ ઓછો છ માસી તપ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| બે દિવસ ઓછો છ માસી તપ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| ત્રણ દિવસ ઓછો છ માસી તપ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| એમ એકેક ઓછો કરતાં | |
| ૨૯ દિવસ ઓછો છ માસી તપ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| પાંચ માસી તપ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| ચાર માસી તપ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| ત્રણ માસી તપ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| બે માસી તપ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| માસખમણ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| એક ઉપવાસ ન્યૂન માસખમણ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| બે ઉપવાસ ન્યૂન માસખમણ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| એમ તેર ઉપવાસ ન્યૂન માસખમણ કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| ચોત્રીસ ભત્ત કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| બત્રીસ ભત્ત કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| (એમ બે-બે ઓછાં કરતાં) | |
| દશ ભત્ત કર. | શક્તિ નથી પરિણામ નથી. |
| અઠ્ઠમ કર. | શક્તિ નથી પરિણામ નથી. |

આ રીતે છઠ્ઠ, ઉપવાસ, આયંબીલ, નીવી, એકાસણું, બિયાસણું, પુરિમડ્ઢ, સાઢ્ઢ પોરિસી, પોરિસી, નવકારશી સુધી વિચારવું.

પૂર્વે વધુમાં વધુ જે તપ કર્યો હોય તે તપ આવે ત્યારથી 'શક્તિ નથી' ના બદલે 'શક્તિ છે, પરિણામ નથી' વિચારવું અને આજે જે તપ કરવાનો હોય તે તપ આવે ત્યારે

'શક્તિ છે, પરિણામ છે' એમ વિચારવું. અને ત્યાર પછીનો તપ ચિંતવ્યા વિના જ 'નમો અરિહંતાણં' કહીને કાયોત્સર્ગ પારવો.

તપ ચિંતવણીના કાઉસ્સગ્ગની વિધિ કેટલાક ગ્રંથોમાં જુદી રીતે પણ બતાવી છે.

## પૂજાવિધિ

**૧. સ્નાન** :-
- ઠંડા - મર્યાદિત અને ગાળેલા પાણીથી પરાતમાં સ્નાન કરીને, પાણી જીવજંતુ વનસ્પતિ વિ. થી રહિત જગ્યાએ પરઠવવું.
- શાવર કે બાથટબમાં પાણીનો વેડફાટ થાય. ગીઝરમાં પાણી અળગણ હોય.

**૨. વસ્ત્ર** :- પૂજા માટે જ રાખેલાં - શુદ્ધ વસ્ત્રો પહેરવા.
- પૂજાના વસ્ત્રોમાં પૂજા સિવાય કોઈ કાર્ય (બેંકમાં જવું વિ.) ન કરાય.
- શક્ય હોય તો રોજ પાણીમાં ધોવા જોઈએ. ખૂબ પસીનો થતો હોય તેણે અવશ્ય ધોવા.
- ભાઈઓએ ધોતિયું - ખેસ જ પહેરવા જોઈએ.

**૩. દેરાસરે જવું** :- ખુલ્લા પગે ચાલતાં દેરાસરે જવું. વાતોચીતો ન કરવી, નીચે જોઈને ચાલવું.
- દેરાસર દેખાતાં હાથ જોડી-માથું નમાવી 'નમો જિણાણં' કહેવું.
- પૂજાની સામગ્રી, ફળ, નૈવેદ્ય, ચોખા વિ. લઈને જવું.

**૪. પ્રવેશ** :-
- પરિસર / કંપાઉન્ડમાં પ્રવેશતાં પહેલીવાર નિસીહિ બોલવી. હવે સંસારની કોઈ વાતચીત ન કરવી.
- ગાળેલા પાણીથી પગ ધોઈને પછી જ દેરાસરમાં પ્રવેશ કરવો.
- કેસર, સુખડ ઘસવા.
- કેસરથી કપાળે તિલક કરવું. ભાઈઓએ દીપકની જ્યોત જેવું લાંબુ, બહેનોએ ગોળ તિલક કરવું.

- રંગમંડપમાં પ્રવેશ કરતાં પ્રભુ દેખાતાં અર્ધા નમીને 'નમો જિણાણં' કરવું.
- ત્રણ પ્રદક્ષિણા આપવી.
- પ્રભુ સન્મુખ (ભાઈઓએ પોતાની ડાબી બાજુ, બહેનોએ પોતાની જમણી બાજુ) ઊભા રહીને સ્તુતિઓ બોલવી.

**૫. અંગપૂજા :-** આઠ પડવાળો મુખકોશ બાંધવો.

- બીજીવાર નિસીહિ કહીને ગભારામાં પ્રવેશ કરવો. ગઈકાલના ફૂલ, કેસર વિ. ઉતારીને પ્રભુની પ્રતિમા સ્વચ્છ કરવી.
- પંચામૃત (દૂધ, દહીં, ઘી, સાકર, પાણી) કે દૂધ-પાણીથી મસ્તકેથી જળપૂજા કરવી. પ્રભુને આપણાં કપડાં - કળશ વિ. ન અડે તેનું ધ્યાન રાખવું.
- ન્હવણજળ જયણા પૂર્વક યોગ્ય સ્થાને પરઠવવું. ગમે ત્યાં ફેંકાય નહીં કે ગટરમાં ન નંખાય.
- પ્રભુના પબાસણને પાટલૂછણાંથી સ્વચ્છ કરવું.
- નીચે સાફ કરવાનું પોતું અલગ રાખવું.
- ન્હવણજળ પર પગ ન આવવો જોઈએ.
- પ્રભુને ત્રણ અંગલૂછણાં કરવા.
- પછી ચંદનથી વિલેપન, કેસરથી નવ અંગે પૂજા, અખંડ, સુગંધી ફૂલોથી ફૂલ પૂજા, અંગરચના વિ. કરવા.

**૬. અગ્રપૂજા :-**

- પ્રભુને પૂંઠ ન પડે તે રીતે ગભારાની બહાર આવીને, પોતાની જમણી બાજુથી ધૂપપૂજા, ડાબી બાજુથી દીપકપૂજા કરવી.
- ધૂપ સળગતો હોય તો દેરાસરમાંથી જ નવી ધૂપસળી લઈને સળગાવવી નહીં.
- કોઈને અંતરાય ન થાય તેવા સ્થાને બેસી પાટલા પર ચોખાથી સાથિયો, દર્શન-જ્ઞાન-ચારિત્રની ૩ ઢગલી અને સિદ્ધશિલા કરી અક્ષતૂપજા કરવી.
- સાથિયા ઉપર શુદ્ધ, ઘરે બનાવેલી મીઠાઈ વિ. મૂકી નૈવેદ્ય

પૂજા કરવી.

- સિદ્ધશિલા પર ઉત્તમ ફળો મૂકીને ફળપૂજા કરવી.
- પછી ચામર લઈ નૃત્ય કરવું.

**૭. ભાવપૂજા :-**

- ત્રીજીવાર નિસીહિ બોલી, ચૈત્યવંદન કરવું.
- ચૈત્યવંદન કરતાં પ્રભુ સિવાય બીજે ક્યાંય જોવું નહીં.
- મનનો ઉપયોગ પણ સૂત્ર અને તેના અર્થમાં જ રાખવો. બીજે જવા દેવું નહીં.
- યોગમુદ્રા વિ. ત્રણે મુદ્રા બરાબર સાચવવી.
- ચૈત્યવંદન પોતાને જ સંભળાય તેવા ધીમા સ્વરે બોલવું.

**૮. પૂર્ણાહુતિ :-**

- પાટલો, ફળ, નૈવેદ્ય વિ. યોગ્ય સ્થાને મૂકવા.
- બહાર નીકળતા ઘંટનો રણકાર કરવો.
- પૂંઠ ન પડે તે રીતે બહાર નીકળવું.

## પક્ખી પ્રતિક્રમણની વિધિ

૧. પ્રથમ દૈવસિક પ્રતિક્રમણમાં ***'વંદિત્તુ'*** પૂરું થાય ત્યાં સુધી સર્વ કહેવું. પણ ચૈત્યવંદન ***'સકલાર્હત્'*** નું કહેવું અને થોયો ***'સ્નાતસ્યા'*** ની કહેવી.

૨. પછી ખમાસમણ દઈને ***'દેવસિઅ આલોઈઅ પડિક્કંતા ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! પક્ખી મુહપત્તિ પડિલેહું ? ઈચ્છં'*** એમ કહી મુહપત્તિ પડિલેહવી.

૩. પછી 'વાંદણા' બે દેવા. (દરેક વખતે વાંદણામાં ***'દિવસો'*** ના સ્થાને ***'પક્ખો'***, ***'દેવસિયાએ'*** ના સ્થાને ***'પક્ખિયાએ'***, ***'દેવસિઅં'*** ના સ્થાને ***'પક્ખિઅં'*** કહેવું.)

૪. પછી ***'ઈચ્છા૦ સં૦ ભ૦ સંબુદ્ધાખામણેણં અબ્ભુટ્ઠિઓડહં અબ્ભિંતર પક્ખિઅં ખામેઉં? ઈચ્છં, ખામેમિ પક્ખિઅં'*** કહી જમણો હાથ ચરવળા પર સ્થાપી ***'એક પક્ખસ્સ પનરસ રાઈદિયાણં જંકિંચિ અપત્તિઅં૦'*** કહી –

૫. ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પક્ખિઅં આલોઉં? ઈચ્છં, આલોએમિ જો મે પક્ખિઓ અઈયારો કઓ૦'*** કહી ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પક્ખી૦ અતિચાર આલોઉં ?***

***ઈચ્છં'*** એમ કહી અતિચાર કહેવા. પછી

૬. ***'સવ્વસ્સવિ પક્ખિઅ, દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ઈચ્છં, તસ્સ મિચ્છા મિ દુક્કડં'*** કહી –

૭. ***'ઈચ્છકારી ભગવન્ ! પસાય કરી પક્ખી તપ પ્રસાદ કરશોજી.'*** એમ કહીને આવી રીતે કહેવું – ***'પક્ખી લેખે ચઉત્થેણં, એક ઉપવાસ, બે આયંબીલ, ત્રણ નીવિ, ચાર એકાસણા, આઠ બેઆસણા, બે હજાર સજ્ઝાય, યથાશક્તિ તપ કરી પહોંચાડવો'***. પછી તપ કર્યો હોય તો ***'પઈટ્ઠિઓ'*** કહેવું, અને કર્યો ન હોય પણ કરવાનો હોય તો ***'તહત્તિ'*** કહેવું, તથા ન કરવો હોય તો મૌન રહેવું.

૮. પછી બે વાંદણા દેવાં.

૯. પછી ***'ઈચ્છા૦ સં૦ ભ૦' પત્તેઅખામણેણં અબ્ભુટ્ઠિઓહં અબ્ભિંતર પક્ખિઅં ખામેઉં ? ઈચ્છં, ખામેમિ પક્ખિઅં'*** કહી જમણો હાથ ચરવળા પર સ્થાપી ***'એક પક્ખસ્સ પનરસ રાઈદિયાણં જંકિંચિ અપત્તિઅં૦'*** કહી –

૧૦. ***'સકલ સંઘને મિચ્છા મિ દુક્કડં'*** કહી

૧૧. વાંદણા બે દેવાં. પછી

૧૨. ***'દેવસિઅ આલોઈઅ પડિક્કંતા ઈચ્છા૦ સં૦ ભ૦ પક્ખિઅં પડિક્કમાવેહ ? 'ઈચ્છં'*** એમ કહી ***'કરેમિ ભંતે !૦'*** કહી ***'ઈચ્છામિ પડિક્કમિઉં જો મે પક્ખિઓ'*** કહેવું . પછી –

૧૩. ખમાસમણ દઈ, ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પક્ખીસૂત્ર કહું? ઈચ્છં'*** એમ કહી સાધુ ભગવંત હોય તો ત્રણ ***નવકાર*** ગણી ***પક્ખીસૂત્ર*** કહે, સાધુ ન હોય તો ત્રણ ***નવકાર*** ગણીને શ્રાવક ***'વંદિત્તુ'*** કહે એવી હાલ પરંપરા છે. પછી ***'સુઅદેવયા ભગવઈ૦'***ની થોય કહેવી.

૧૪. પછી નીચે બેસી જમણો ઢીંચણ ઉભો રાખી, એક ***નવકાર*** ગણી ***'કરેમિ ભંતે૦ ઈચ્છામિ પડિક્કમિઉં જો મે પક્ખિઓ૦'*** કહી ***'તસ્સ ધમ્મસ્સ કેવલિ પન્નત્તસ્સ'*** સુધી ***વંદિત્તુ*** કહેવું. ***અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ*** બોલતા બોલતા ઊભા થવું અને બાકીનું ***વંદિત્તુ*** ઊભા ઊભા બોલવું.

૧૫. પછી ***કરેમિ ભંતે૦ ઈચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે પક્ખિઓ૦, તસ્સ ઉત્તરી૦, અન્નત્થ૦*** કહીને ***'ચંદેસુ નિમ્મલયરા'*** સુધી બાર ***લોગસ્સ***નો કાઉસ્સગ્ગ કરવો. પારીને પ્રગટ ***લોગસ્સ૦*** કહેવો. પછી –

૧૬. મુહપત્તિ પડિલેહીને વાંદણા બે દેવાં.

૧૭. પછી ***'ઈચ્છા૦ સં૦ ભ૦ સમ્મત્તખામણેણં અબ્ભુટ્ઠિઓડહં અબ્ભિંતર પક્ખિઅં ખામેઉં ? ઈચ્છં, ખામેમિ પક્ખિઅં'*** કહી જમણો હાથ ચરવળા પર સ્થાપી ***'એક પક્ખસ્સ પનરસ રાઈદિયાણં જંકિંચિ અપત્તિઅં૦'*** કહી

૧૮. પછી ખમાસમણ દઈને ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પક્ખી ખામણાં ખામું? ઈચ્છં'*** એમ કહી ખામણાં ચાર ખામવાં. તે આ રીતે –

૧૯. મુનિ મહારાજ 'ખામણાં' કહે. મુનિ મહારાજ ન હોય તો ખમાસમણ દઈ ઈચ્છામિ ખમાસમણો કહી જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી, એક નવકાર કહી ***'સિરસા મણસા મત્થએણ વંદામિ'*** કહેવું. માત્ર ત્રીજા ખામણાને અંતે ***'તસ્સ મિચ્છા મિ દુક્કડં'*** કહેવું. અહીં પક્ખી પ્રતિક્રમણ પૂરું થાય છે. હવે –

૨૦. દેવસિઅ પ્રતિક્રમણમાં 'વંદિત્તુ' પછીના બે 'વાંદણાં' થી માંડી સામાયિક પારીએ ત્યાં સુધી સર્વ દેવસિઅ પ્રતિક્રમણની જેમ જાણવું. પણ

૨૧. ***'સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં૦'*** ના બદલે ***'ભવણદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં૦'*** કહી, ***'સુઅદેવયા૦'*** ની થોયના બદલે ***'જ્ઞાનાદિ૦'*** ની થોય કહેવી અને ***'જિસે ખિત્તે૦'*** થોયના બદલે ***'યસ્યાઃ ક્ષેત્રં૦'*** થોય કહેવી. સ્તવન ***'અજિત-શાંતિ'*** નું કહેવું.

૨૨. સજ્ઝાયને ઠેકાણે ***'ઉવસગ્ગહરં૦' 'સંસાર-દાવાનલદાહનીરં૦'*** ની થોયો ચાર કહેવી. ***'ઝંકારા'*** થી ઊંચે અવાજે સકળ સંઘે બોલવું.

૨૩. ***'લઘુશાંતિ'*** ને બદલે ***'મોટી શાંતિ'*** કહેવી.

૨૪. પ્રતિક્રમણને અંતે ***'સંતિકરં'*** કહેવું.

## ચઉમાસી પ્રતિક્રમણ વિધિ

૧. ચઉમાસી પ્રતિક્રમણમાં ઉપર પાક્ષિક પ્રતિક્રમણનો વિધિ બતાવ્યો તેમ કરવું, પણ આટલું વિશેષ જાણવું –

૨. બાર લોગસ્સના કાઉસ્સગ્ગને સ્થાને વીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો.

૩. પક્ખી શબ્દને સ્થાને સર્વ સ્થાને ચઉમાસી શબ્દ કહેવો.

૪. દરેક વાંદણામાં 'પક્ખો' ના સ્થાને 'ચઉમાસી', 'વઈક્કંતો' ના સ્થાને 'વઈક્કંતા', 'પક્ખિઅં' ના સ્થાને 'ચઉમાસિઅં', 'પક્ખિયાએ' ના સ્થાને 'ચઉમાસિયાએ' કહેવું.

૫. તપને ઠેકાણે 'ચઉમાસી લેખે છટ્ઠભત્તં, બે ઉપવાસ, ચાર આયંબિલ, છ નીવિ, આઠ એકાસણાં, સોળ બિયાસણાં, ચાર હજાર સજ્ઝાય' એ રીતે કહેવું.

૬. અબ્ભુટ્ઠિઓ ખામવામાં ''એક પક્ખસ્સ પનરસ રાઈંદિયાણં'' ના સ્થાને ''ચાર માસાણં આઠ પક્ખાણં એકસો વીસ રાઈંદિયાણં'' કહેવું.

## સંવત્સરી પ્રતિક્રમણ વિધિ

૧. સંવચ્છરી પ્રતિક્રમણમાં ઉપર પાક્ષિક પ્રતિક્રમણનો વિધિ બતાવ્યો તેમ કરવું, પણ આટલું વિશેષ જાણવું –

૨. બાર લોગસ્સના કાઉસ્સગ્ગને સ્થાને ચાલીસ લોગસ્સ ને એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૩. પક્ખી શબ્દને સ્થાને સર્વ સ્થાને સંવચ્છરી શબ્દ કહેવો.

૪. દરેક વાંદણામાં 'પક્ખો' ના સ્થાને 'સંવચ્છરો', 'પક્ખિઅં' ના સ્થાને 'સંવચ્છરિઅં', 'પક્ખિયાએ' ના સ્થાને 'સંવચ્છરિયાએ' કહેવું.

૫. તપને ઠેકાણે 'સંવત્સરી લેખે અટ્ઠમભત્તં, ત્રણ ઉપવાસ, છ આયંબિલ, નવ નીવિ, બાર એકાસણાં, ચોવીશ બિયાસણાં, છ હજાર સજ્ઝાય' એ રીતે કહેવું.

૬. અબ્ભુટ્ઠિઓ ખામવામાં ''એક પક્ખસ્સ પનરસ રાઈંદિયાણં'' ના સ્થાને ''બાર માસાણં ચોવીશ પક્ખાણં ત્રણસો સાઠ રાઈંદિયાણં'' કહેવું.

## છીંકના કાઉસ્સગ્ગનો વિધિ

પાક્ષિક, ચઉમાસી અને સંવચ્છરી પ્રતિક્રમણમાં અતિચાર પહેલાં છીંક આવે તો ચૈત્યવંદનથી ફરીથી શરુઆત કરવી જોઈએ. અતિચાર પછી છીંક આવે તો દુક્ખક્ખય કમ્મક્ખયના કાઉસ્સગ્ગ પહેલાં છીંકનો કાઉસ્સગ્ગ આ મુજબ કરવો.

***ખમાસમણ*** દઈને ***ઈચ્છા૦ સં૦ ભ૦ ક્ષુદ્રોપદ્રવ ઓહડ્ડાવણત્થં કાઉસ્સગ્ગ કરું? ઈચ્છં, ક્ષુદ્રોપદ્રવ ઓહડ્ડાવણત્થં કરેમિ કાઉસ્સગ્ગં, અન્નત્થ૦*** કહી ***ચાર લોગસ્સ સાગરવરગંભીરા*** સુધીનો કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગ પારી ***નમોઽર્હત્*** કહી નીચેની થોય કહેવી –

**સર્વે યક્ષામ્બિકાદ્યા યે, વૈયાવૃત્ત્ય-કરા જિને ।**
**ક્ષુદ્રોપદ્રવ - સંઘાતં, તે દ્રુતં દ્રાવયન્તુ નઃ ॥**

પછી ***લોગસ્સ*** કહી આગળનો વિધિ ચાલુ કરવો.

# પૌષધની વિધિ

૧. પોસહ સૂર્યોદય પહેલાં લેવો જોઈએ. જો રાઈ પ્રતિક્રમણ કરવાનું બાકી હોય, તો રાઈ પ્રતિક્રમણ સૂર્યોદય પૂર્વે થઈ જાય, તે રીતે પૌષધ લેવો જોઈએ.

૨. પોસહમાં ઓછામાં ઓછું એકાસણું કરવું જોઈએ. ફક્ત રાત્રિપોસહ કરવો હોય તો પણ દિવસે ઓછામાં ઓછું એકાસણું કરવું જોઈએ.

૩. પોસહમાં બધું જ ગુરુ ભગવંતને પૂછીને - રજા લઈને કરવું.

# પૌષધમાં ઉપયોગી ઉપકરણો

**૧) દિવસના પોસહવાળાને :-**

૧. મુહપત્તિ, ૨. કટાસણું, ૩. ચરવળો, ૪. શુદ્ધ ધોતીયું, ૫. માતરીયું ધોતીયું, ૬. ખેસ, ૭. કંદોરો, ૮. જરૂર હોય તો ખેળીયું (નાક સાફ કરવાનો ટુકડો) ૯. સૂપડી-પૂંજણી, ૧૦. માત્રા માટે કુંડી, (સ્થંડિલભૂમિએ જવું પડે તો લોટો), ૧૧. દંડાસણ, ૧૨. કામળી, સ્વાધ્યાય માટે પુસ્તક, સાપડો, નવકારવાળી વિ.

**૨) રાત્રિ પોસહવાળાને વધારાના :-**

૧. સંથારીયું, ૨. ઉત્તરપટ્ટો, ૩. રૂના (કપાસના) બે કુંડળ, ૪. શુદ્ધિ માટે ચૂનો નાંખેલું પાણી. બધા ઉપકરણો પહેલાં લઈને પછી જ પૌષધ લેવો. પૌષધ લીધા પછી કોઈ પણ વસ્તુ જાતે લઈ શકાય નહીં. જરૂર પડે તો ગુરુ ભગવંતની રજા લઈને, ગૃહસ્થ પાસે યાચીને લઈ શકાય, અને પડિલેહણ કરીને વાપરી શકાય. પૌષધમાં જોઈતાં સંથારો-ધાબળા-કંદોરો વગેરે બધા ઉપકરણો પોતાનાં વાપરવા જોઈએ. સંઘમાં, બહારગામથી આવતા શ્રાવકોની અનુકૂળતા માટે રાખેલા ઉપકરણો સ્થાનિક શ્રાવકોએ વાપરવા ઉચિત નથી. સંઘમાં તે રાખવામાં નિગોદની ઉત્પત્તિ, અજયણા વગેરે અનેક દોષો ઉભા થાય છે. દંડાસણ પણ પોતાનું રાખવું - વાપરવું જોઈએ. સંઘનું જ વાપરવું પડે તો તેને સમયાંતરે કાપ કાઢવાની કાળજી કરવી જોઈએ. મેલા દંડાસણ પડી રહે તો તેમાં પણ નિગોદ થઈ શકે. રાત્રિપૌષધ કરનાર દરેક શ્રાવક પાસે પોતાનું જુદું દંડાસણ હોવું જોઈએ. ઘણાં શ્રાવકો વચ્ચે ૧-૨ દંડાસણ હોય તે ન ચાલે. દંડાસણ વિના રાત્રે એક ડગલું ચાલવામાં પણ પ્રાયશ્ચિત્ત આવે.

### ૧. પૌષધ લેવાનો વિધિ :

શક્ય હોય ત્યાં સુધી ગુરુ ભગવંતની નિશ્રામાં પૌષધ કરવો જોઈએ.

પૌષધ લેતાં પૂર્વે ગુરુ ભગવંતની રજા લેવી. શુદ્ધ ધોતિયું પહેરી, કંદોરો બાંધીને પછી...

૧. ગુરુ પાસે સ્થાપનાચાર્ય સમક્ષ અથવા ***નવકાર પંચિંદિય***થી સ્થાપનાચાર્ય સ્થાપીને તેમની સમક્ષ ખમાસમણ દઈ ***ઈરિયાવહી*** કરી ***ખમાસમણ*** દઇ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પોસહ મુહપત્તિ પડિલેહું ?'*** (ગુરુ –***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી બેસીને મુહપત્તિ પડિલેહવી. ***ખમાસમણ*** દઈને ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પોસહ સંદિસાહું ?'*** (ગુરુ –***સંદિસાવેહ***) ***'ઈચ્છં'*** કહી ***ખમાસમણ*** દઈને ***ઈચ્છા૦ સં૦ ભ૦ પોસહ ઠાઉં ?'*** (ગુરુ–***ઠાએહ***) ***'ઈચ્છં'*** કહી ઊભા ઊભા એક ***નવકાર*** ગણી ***''ઈચ્છકારી ભગવન્ પસાય કરી પોસહ દંડક ઉચ્ચરાવોજી''*** એમ કહી ગુરુ મહારાજ પાસે, ગુરુ ન હોય તો વડીલ પાસે પોસહ પચ્ચક્ખાણ દંડક સૂત્ર ઉચ્ચરવું.

૨. પછી ખમાસમણ દઈ સામાયિક મુહપત્તિ પડિલેહણના આદેશથી માંડીને ત્રણ નવકાર ગણીને સજ્ઝાય કરવા સુધી સામાયિક લેવાનો દરેક વિધિ કરવો. તેમાં ***કરેમિ ભંતે***માં ***જાવ નિયમં***ને બદલે ***જાવ પોસહં*** બોલવું.

૩. ત્યાર પછી રાઈય પ્રતિક્રમણ બાકી હોય તો કરવું. (જો પોસહ લીધા પહેલાં પ્રતિક્રમણ કરી લીધું હોય તો પ્રતિક્રમણ કરવાની જરૂર નથી) પોસહ લીધા બાદ રાઈય પ્રતિક્રમણ કરતી વખતે વિધિમાં નીચે પ્રમાણે ફેરફાર કરવો –

(અ) સાત લાખ અને અઢાર પાપસ્થાનકને બદલે ગમણાગમણે આલોવવા.

(બ) ***કરેમિ ભંતે***સૂત્રમાં ***'જાવ નિયમં'***ના બદલે ***'જાવ પોસહં'*** બોલવું.

(ક) ચાર થોય બાદ ***નમુત્થુણં૦*** કહીને ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ બહુવેલ સંદિસાહું?'*** (ગુરુ - ***સંદિસાવેહ***) ***'ઈચ્છં'*** કહી બીજું ખમા૦ આપી ***'ઈચ્છા૦ સં૦ ભ૦ બહુવેલ કરશું ?'*** (ગુરુ - ***કરજો***) ***'ઈચ્છં'*** કહેવું. પછી ચાર ખમાસમણ પૂર્વક ભગવાન આદિને વંદન પછી ***અઢ્ઢાઈજ્જેસુ૦*** કહી પછી બે ચૈત્યવંદન કરવાં.

(ડ) રાત્રિ પોસહમાં બીજે દિવસે સવારના પ્રતિક્રમણમાં આ રીતે જ વિધિ કરવો.

૪. પોસહ લીધા પહેલાં રાઈય પ્રતિક્રમણ કર્યું હોય તો પોસહ લેવાની વિધિમાં સજ્ઝાય કરું? આદેશ માંગીને ત્રણ નવકાર ગણ્યા પછી ***'બહુવેલ'*** ના બંને આદેશો માંગવા. પછી પડિલેહણની શરુઆત કરવી.

## પૌષધ લેવાનું (પચ્ચક્ખાણ) સૂત્ર

કરેમિ ભંતે ! પોસહં, આહારપોસહં દેસઓ સવ્વઓ, સરીર સક્કાર પોસહં સવ્વઓ, બંભચેર-પોસહં સવ્વઓ, અવ્વાવાર-પોસહં સવ્વઓ, ચઉવ્વિહં પોસહં ઠામિ, જાવ દિવસં (અહોરત્તં, સેસ દિવસ-રત્તિં) પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણં, મણેણં, વાયાએ, કાએણં, ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભંતે ! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

માત્ર દિવસનો પૌષધ ઉચ્ચરાવવા ***જાવ દિવસં*** કહેવું. માત્ર રાત્રિનો પૌષધ ઉચ્ચરાવવા ***જાવ સેસ દિવસ રત્તિં*** કહેવું જ્યારે દિવસ-રાત્રિના આઠ પ્રહરનો પૌષધ ઉચ્ચરાવવા ***જાવ અહોરત્તં*** કહેવું.

## ૨. પડિલેહણનો વિધિ

પડિલેહણ શરૂ કરતાં પૂર્વે ઉપધિ ભેગી કરી લેવી. પડિલેહણ શરૂ કર્યા પછી એક જગ્યાએથી બીજી જગ્યાએ જવાય નહીં. જવું જ પડે, તો દંડાસણથી પૂંજતાં-પૂંજતાં જવું. પૂંજ્યા વિના ચાલવું પડે / ચલાઈ જાય તો ફરી ઈરિયાવહી કરીને આગળનું પડિલેહણ કરવું. તે રીતે પડિલેહણ કરતાં કરતાં કશું બોલાય નહીં. બોલવું જ પડે / બોલાઈ જાય તો ફરી ઈરિયાવહી કરીને આગળ પડિલેહણ કરવું.

***'ઈરિયાવહિયા'*** કરીને ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પડિલેહણ કરું ?'*** (ગુરુ-કરેહ) ***'ઈચ્છં'*** કહી મુહપત્તિ ૫૦ બોલથી, ચરવળો ૧૦ બોલથી, કટાસણું ૨૫ બોલથી, સૂતરનો કંદોરો ૧૦ બોલથી અને ધોતીયું ૨૫ બોલથી પડિલેહવા.

પછી ધોતીયું પહેરી કંદોરો બાંધી, ઈરિયાવહિયા કરી ખમા૦ ***'ઈચ્છકારી ભગવન્ પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી !'*** (ગુરુ- ***પડિલેહો)*** ***'ઈચ્છં'*** કહી દરેકે પોતાના વડીલનું વસ્ત્ર પડિલેહવું.

અહીં ખ્યાલમાં રાખવું કે દરેકે પોતાનાથી વડીલના વસ્ત્રનું પડિલેહણ કરવું જોઈએ. બધા વતી એક વ્યક્તિ કરી લે તેવું ન કરાય. વિશિષ્ટ તપસ્વી / બિમાર / અશક્તના બધા જ વસ્ત્રોનું પડિલેહણ પણ અહીં કરી શકાય.

જો પ્રતિષ્ઠિત આચાર્યજી સામે વિધિ થઈ રહી હોય તો હવે આગળના આદેશ માંગતા પૂર્વે તેનું પડિલેહણ કરી લેવું જોઈએ. ગુરુ ભગવંત હોય અને તેમને અનુકૂળતા હોય તો તેમની પાસે કરાવી શકાય, નહીં તો કોઈપણ એક વ્યક્તિ તેનું પડિલેહણ કરે. તેમાં મુહપત્તિ વિ. ૨૫ બોલથી, ઠવણી ૧૦ બોલથી પડિલેહવા. ભગવાન ૧૩ બોલથી પડિલેહવા.

પછી ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું ?'*** (ગુરુ - ***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી મુહપત્તિ પડિલેહવી. ખમા૦ દઈ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ સંદિસાહું?'*** (ગુરુ - ***સંદિસાવેહ***) ***'ઈચ્છં'*** ખમા૦ દઈ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ પડિલેહું ?'*** (ગુરુ - ***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી બાકીનાં વસ્ત્રો વગેરે પડિલેહવા.

ચાર ખૂણાવાળી વસ્તુ ૨૫ બોલથી અને ગોળ વસ્તુ ૧૦ બોલથી પડિલેહવી. પડિલેહેલી વસ્તુનો ડૂચો ન વાળવો. બરાબર વાળીને, પડિલેહણ કરેલા આસન પર ગોઠવીને મૂકવી.

પછી સૂવા-બેસવા આદિ માટે જરૂરી ભૂમિમાં કાજો લેવો.

## સ્થાપનાચાર્યના પડિલેહણના બોલ :

શુદ્ધ સ્વરૂપના ધારક ગુરુ
જ્ઞાનમય, દર્શનમય, ચારિત્રમય
શુદ્ધ શ્રદ્ધામય, શુદ્ધ સ્પર્શનામય, શુદ્ધ પ્રરુપણામય
પંચાચાર પાળે, પળાવે, અનુમોદે
મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિએ ગુપ્તા

## ૩. કાજો લેવાનો વિધિ :

જ્યાં પ્રતિક્રમણ કર્યું / કરવાનું હોય, પડિલેહણ કર્યું / કરવાનું હોય, સ્વાધ્યાય કર્યો / કરવાનો હોય, બેસવાનું / બેઠા હોય, વ્યાખ્યાન સાંભળવા બેસવાનું / બેઠા હોય, આહાર / પાણી વાપરવા બેઠા / બેસવાનું હોય, દેવવંદન કર્યા / કરવાનું હોય, સૂતા / સૂવાનું હોય; તે બધી જ જગ્યાએથી કાજો લેવો જાઈએ.

કાજો એક વાર લઈ લીધા પછી, જ્યાં કાજો નથી લીધો તેવી જગ્યાએ બેસવાનું કારણ આવે, તો ગુરુ ભગવંતની રજા લઈ, કાજો લેવાના વિધિ મુજબ કાજો લેવો. કાજો લેવાય નહીં ત્યાં સુધી બેસાય નહીં.

ઈરિયાવહિયા કરીને કાજો લેવો.

કાજો લેવા જ્યાં જવું પડે ત્યાં દંડાસણથી પૂંજતાં પૂંજતાં જવું, વચ્ચે બીજું કોઈ કામ ન કરાય, બારણાં વિ. ખોલ-બંધ ન કરાય, બોલવું પણ ન જોઈએ.

પછી કાજામાં જીવતું કે મરેલું જીવ-જંતુ કે સચિત દાણા વિ. હોય, તે તપાસી કાજો સૂપડીમાં ભરીને જીવજંતુઓ અને કાજાને તડકાથી રહિત શુદ્ધ જગ્યાએ જઈ 'અણુજાણહ જસ્સુગ્ગહો' કહી પરઠવવો ને 'વોસિરે વોસિરે વોસિરે' કહેવું. પછી ઈરિયાવહી કરીને ગમણાગમણે આલોવવા.

કાજામાં જે કાંઈ જીવજંતુ / દાણા વિ. આવે તેની ગણતરી કરી ગુરુદેવને

જણાવી તેનું પ્રાયશ્ચિત્ત લેવું અને જે પ્રાયશ્ચિત્ત આવે તે વહેલી તકે પૂરું કરવું.

પછી દેવવંદન કરીને સજ્ઝાય કરવી.

## ગમણાગમણે આલોવવાની વિધિ

પ્રથમ ***ઈરિયાવહિયા*** (પ્રગટ ***લોગસ્સ*** સુધી) કરી પછી ***ખમાસમણ*** દઈ ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ગમણાગમણે આલોઉં?'*** (ગુરૂ૦-***આલોએહ*** કહે) પછી ***'ઈચ્છં'*** કહી

ઈર્યા-સમિતિ, ભાષા-સમિતિ, એષણા-સમિતિ, આદાનભંડમત્ત-નિક્ખેવણા સમિતિ, પારિષ્ઠાપનિકા-સમિતિ, એ પાંચ-સમિતિ, મન-ગુપ્તિ, વચન-ગુપ્તિ, કાય-ગુપ્તિ એ ત્રણ ગુપ્તિ એ અષ્ટ-પ્રવચન-માતા-શ્રાવક તણે ધર્મે સામાયિક પોસહ લીધે રૂડી પેરેપાળી નહિં, ખંડના વિરાધના હુઈ હોય તે સવિહુ મન-વચન-કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

## ૪.દેવવંદનનો વિધિ :

(જુઓ પાના નં. ૧૧)

## ૫. પૌષધમાં સવારના દેવવંદન બાદ સજ્ઝાયનો વિધિ :

ખમાસમણ દઈ ***'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સજ્ઝાય કરું?*** 'ઈચ્છં' કહી, એક ***નવકાર*** અને ***મન્હ જિણાણં***ની સજ્ઝાય કહેવી.

## ૬. પોરિસી ભણાવવાનો વિધિ :

સૂર્યોદય પછી પાદોન પોરિસી (પોણો પ્રહર) થતાં નીચે પ્રમાણે પોરિસી ભણાવવી. ખમા૦ ***'બહુપડિપુન્ના પોરિસી ?'*** (ગુરુ-***તહત્તિ***) ખમાસમણ દઈ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ ઈરિયાવહિયં પડિક્કમામિ ?*** (ગુરુ-***પડિક્કમેહ***) ***'ઈચ્છં'*** કહી ઈરિયાવહી કરવી. ખમા૦ આપી ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પડિલેહણ કરું ?'*** (ગુરુ - ***કરેહ***) ***'ઈચ્છં'*** કહી મુહપત્તિ પહિલેહવી.

* કેટલાક સૂર્યોદય પછી છ ઘડીએ (૧ ૪ ૪ મિનિટ) પોરિસી ભણાવે છે.

## ૭. રાઈય મુહપત્તિનો વિધિ :

સવારે સજ્ઝાય કર્યા પછી અને પચ્ચક્ખાણ પારતાં પૂર્વે સૌથી વડીલ ગુરુ ભગવંત પાસે તેમની અનુકૂળતાએ રાઈય મુહપત્તિ કરવાની હોય છે.

ઈરિયાવહી કરીને ખમા૦ આપી ***'ઈચ્છા૦ સં૦ ભ૦ રાઈય મુહપત્તિ પડિલેહું?'*** (ગુરુ-***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી મુહપત્તિ પડિલેહવી. બે વાંદણા દેવાં. ***'ઈચ્છા૦ સં૦ ભ૦***

***રાઈયં આલોઉં?'*** (ગુરુ - ***આલોવેહ***) ***'ઈચ્છં'*** કહી ***'આલોએમિ જો મે રાઈઓ અઈઆરો૦'*** કહેવું. પછી ***'સવ્વસ્સવિ રાઈઅ૦'*** (ગુરુ-***પડિક્કમેહ***) ***'ઈચ્છં તસ્સ મિચ્છા મિ દુક્કડં'*** કહેવું. પછી બે વાંદણાં દઈ ***'ઈચ્છકાર૦'*** કહી ***'અબ્ભુટ્ઠિઓ'*** ખામીને બે વાંદણાં દેવાં. પછી ***'ઈચ્છકારી ભગવન્ પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશોજી'*** એમ કહી પચ્ચક્ખાણ કરવું. (કાળ વખતે દેવ વંદાયા પછી આહાર વાપરવાના ધોરણને અનુસરીને પોસહમાં મુખ્યતયા પુરિમઢ્ઢનું પચ્ચક્ખાણ કરવાનો વિધિ છે.) જો વડીલ પાસે બહુવેલના આદેશ ન માંગ્યા હોય તો માંગવા. પછી સર્વ મુનિ મહારાજાઓને ગુરુવંદન વિધિથી વંદન કરવું. ગુરુ ભગવંતનું પ્રવચન હોય તો પોસહમાં અવશ્ય સાંભળવું જોઈએ.

## ૮. જિનમંદિર દર્શન વિધિ :

દેરાસરે જતાં રસ્તામાં ખુલ્લું આકાશ હોય તો કામળીકાળ પૂરો થયા પછી દેરાસરે જવું. તેવું ન હોય તો સવારના સજ્ઝાય કર્યા પછી પચ્ચક્ખાણ પારતાં પૂર્વે અનુકૂળ સમયે દેરાસર જઈ શકાય.

દેરાસર જઈ ઈરિયાવહિયા કરી, સો ડગલા ઉપરાંત છેટે ગયા હોઈએ કે ઠલ્લે - માતરે ગયા હોઈએ તો ગમણાગમણે આલોવી, ચૈત્યવંદન કરી, પચ્ચક્ખાણ ઉચ્ચરવું.

ચોમાસું હોય તો મધ્યાહ્ન સમયે (લગભગ ૧૧:૩૦ - ૧૨:૦૦ વાગે) કાળનો કાજો, કાજો લેવાના વિધિ મુજબ લેવો.

ત્યારપછી દેવવંદનના વિધિ મુજબ દેવવંદન કરવું.

દેરાસર જવાનું બાકી હોય/ પહેલેથી જ બપોરે દેરાસર જવાનું નક્કી કર્યું હોય તો (બીજા દર્શન-પૂજા કરનાર ને બહુ તકલીફ પડે તેમ ન હોય તો) દેવવંદન દેરાસરમાં પણ થઈ શકે.

પચ્ચક્ખાણનો સમય થઈ ગયેથી આપેલ વિધિ પ્રમાણે પચ્ચક્ખાણ પારવું.

## ૯. પચ્ચક્ખાણ પારવાનો વિધિ :

(૧) પ્રથમ ***ઈરિયાવહી*** પડિક્કમવી. પછી ***'જગચિંતામણિ'*** ચૈત્યવંદનથી માંડી ***'જય વીયરાય'*** સુધી કહેવું. સ્તવન ***'ઉવસગ્ગહરં'*** નું કહેવું.

(૨) પછી ખમા દઈ, ***'ઈચ્છા૦ સં૦ ભ૦ સજ્ઝાય કરું?'*** (ગુરુ-***કરેહ***) ***'ઈચ્છં' નવકાર*** કહી ***'મન્હ જિણાણં'*** ની સજ્ઝાય કહેવી. પછી ખમા૦ દઈ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ મુહપત્તિ પડિલેહું?'*** (ગુરુ-***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમા૦ દઈ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પચ્ચક્ખાણ પારું ?'*** (ગુરુ-***પુણરવિ કાયવ્વો***) ***'યથાશક્તિ'*** કહી ખમા૦ દઈ ***'ઈચ્છા૦ સં૦ ભ૦***

***પચ્ચક્ખાણ પાર્યું ?'*** (ગુરુ - ***આયારો ન મોત્તવ્વો***) ***'તહત્તિ'*** કહી, જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી, એક નવકાર ગણી જે પચ્ચક્ખાણ કર્યું હોય તે પચ્ચક્ખાણ પારવાના સૂત્રથી પારવું. ત્યારબાદ એક નવકાર ગણવો.

## પચ્ચક્ખાણ પારવાનું સૂત્ર

## (એકાસણા, નીવિ, આયંબીલવાળાને આ પ્રમાણે)

ઉગ્ગએ સૂરે પોરિસિં સાઢ્ઢપોરિસિં, સૂરે ઉગ્ગએ પુરિમડ્ઢ મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાણ કર્યું ચોવિહાર, આયંબિલ/નીવિ/એકાસણું પચ્ચક્ખાણ કર્યું તિવિહાર, પચ્ચક્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટ્ટિઅં, આરાહિઅં જં ચ ન આરાહિઅં, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(એકાસણું કર્યું હોય તેણે માત્ર એકાસણું બોલવું, નીવિ/આયંબિલ હોય તેણે નીવિ / આયંબિલ અને એકાસણું બે બોલવા.)

પછી એક નવકાર ગણવો.

## (તિવિહાર ઉપવાસવાળાને આ પ્રમાણે)

સૂરે ઉગ્ગએ ઉપવાસ કર્યો તિવિહાર; પોરિસી સાઢ્ઢપોરિસી પુરિમઢ્ઢ મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાણ કર્યું પાણહાર, પચ્ચક્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટ્ટિઅં આરાહિઅં, જં ચ ન આરાહિઅં, તસ્સ મિચ્છા મિ દુક્કડં. પછી એક નવકાર ગણવો.

પાણી પીવું હોય તેણે કટાસણા પર બેસીને યાચેલું અચિત્ત જળ પીવું. પીધેલું પાત્ર લુછીને મૂકવું. પાણીવાળા પાત્ર ઉઘાડા રાખવા નહિ.

પાણી વિ. માણસ પાસે મંગાવાય નહીં, જાતે લઈ આવવા જોઈએ.

ચોમાસામાં પાણીનો કાળ ૩ જ પ્રહરનો હોય છે, એટલે બીજા કાળનું પાણી હોય તો જ સાંજ સુધી ચાલે, તે ખ્યાલ રાખવો.

## ૧૦. આહારવિધિ :

ગુરુ મહારાજની રજા લઈ ત્રણ વાર આવસ્સહિ કહી પોસહશાળામાંથી નીકળવું. સાથે ક્રિયામાં વાપરવા સિવાયનું બીજું (માતરીયું) ધોતીયું લઈ ઈર્યાસમિતિ પૂર્વક જવું. પ્રવેશ કરતાં ''જયણા મંગલ'' બોલવું. 'પધારો' કહે પછી પ્રવેશ કરવો. સો ડગલાં ઉપર ગયા હોય તો સ્થાપનાચાર્ય સ્થાપી, ઈરિયાવહી કરી, ગમણાગમણે કહી, સ્થાપનાચાર્ય ઉત્થાપી લેવા. પછી પાટલા-વાસણ યાચી, પ્રતિલેખના તથા પ્રમાર્જના કરવી. વસ્ત્ર બદલી, કટાસણા ઉપર બેસી, મુહપત્તિથી મુખ પ્રમાર્જી, ચરવળો બાજુએ મૂકી, મુહપત્તિ કેડે રાખી, નવકાર ગણી આહાર કરવો. આહાર કરતાં મૌન જાળવવું. જરા

પણ એઠું મૂકવું નહીં. જમતાં પાણી પીધા વિના બોલવું નહીં, કેમ કે તેથી જ્ઞાનની આશાતના થાય. 'વાપરો' એમ કહે પછી વપરાય. કોઈ પણ સચિત્ત ચીજ ન વાપરવી. વાપરતાં બચકારાં ન બોલાવાય, સૂર-સૂર અવાજ ન કરાય, જમતાં ઉતાવળ ન કરાય, અત્યંત વાર પણ ન કરાય. થાળી વગેરે ધોઈને પી જવું. થાળી, વાટકા વગેરે લૂછીને સાફ કરી નાંખવા, જેથી પાછળથી ઉટકવા વગેરેથી દોષ ન લાગે.

જે રૂમાલથી થાળી વગેરે લૂછ્યું હોય તે રૂમાલને, સ્થાને ગયા પછી ધોઈને સૂકવી દેવો. ઊઠતાં તિવિહારનું પ્રત્યાખ્યાન કરવું ને નવકાર ગણીને ઉઠવું. તે આ પ્રમાણે-

## તિવિહારનું પચ્ચક્ખાણ :

દિવસચરિમં પચ્ચક્ખાઈ (પચ્ચક્ખામિ) તિવિહંપિ આહારં અસણં, ખાઈમં, સાઈમં અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઈ (વોસિરામિ). પછી કાજો લઈ પરઠવી પાટલા, વાસણ વિ. ભળાવી પોસહશાળાએ જવું. ત્રણ વાર નિસીહી કહીને પૌષધશાળામાં પ્રવેશ કરવો.

## ૧૧. આહાર પછીના ચૈત્યવંદનનો વિધિ :

આહાર કરીને પોસહશાળાએ આવ્યા પછી શુદ્ધ વસ્ત્રો પહેરી ઈરિયાવહી કરી, સો ડગલાથી ઉપર ગયા હોઈએ તો ગમણાગમણે આલોવી, પછી જગચિંતામણિ થી જય વીયરાય સુધી ચૈત્યવંદન કરવું.

તિવિહાર ઉપવાસવાળાને પાણી પીવું હોય કે આયંબિલ કે એકાસણાવાળાને આહાર કર્યા પછી પાણી પીવું હોય તો યાચીને લાવેલું અચિત્ત પાણી કટાસણા ઉપર બેસીને પીવું. પીધેલું વાસણ લૂછીને મૂકવું. પાણીનાં વાસણ ઊઘાડાં ન રાખવાં, પાણીના કાળનો ખ્યાલ રાખવો. એંઠા ગ્લાસ બોળવા નહીં. એંઠા ગ્લાસમાં પાણી લેવું નહીં. હાથ પાણીમાં બોળવો નહીં. ભીના હાથે લીધેલ ગ્લાસ વિ. બોળવા નહીં.

## ૧૨. સ્વાધ્યાય :

ત્યારપછી પઠન-પાઠન-વાંચન, સ્વાધ્યાય, પ્રશ્ન, પ્રતિપ્રશ્ન, ચિંતન, મનન, નવકારવાળીથી નમસ્કારમંત્રનો જાપ, ધ્યાન, ઉપદેશશ્રવણ-ગ્રહણ, પુનરાવર્તન વગેરેમાં લીન થવું .

પોસહમાં દિવસે સૂવાનું નથી. તીર્થંકર પરમાત્માના સામાયિકના અનુકરણરુપ પોસહ હોવાથી અપ્રમાદરુપે પોસહવ્રત આચરવાનું છે. તેથી ભીંતને કે એવી વસ્તુને ટેકો દઈને બેસવાને બદલે ટટ્ટાર બેસી સાવધાનપણે સ્વાધ્યાયાદિ કરવાના હોય છે. ખાસ કારણે પણ ગુરુ મહારાજની અનુજ્ઞા લીધા વિના ન સૂવાય.

## ૧૩. માત્રુ કરવાનો તથા સ્થંડિલ જવાનો વિધિ :

માત્રુ કરવા જવાનું વસ્ત્ર બદલવું. કાળવેળામાં ખુલ્લામાં જવાનું હોય કે રાત્રે ઉજ્જેહી હોય તો કામળી ઓઢવી. (કામળી આખી ખોલીને ઓઢવી – ઘડી કરેલી કામળી કે કટાસણું ન ચાલે.) પૂંજણી (પ્રમાર્જની) થી કોરી કુંડી જોઈને પ્રમાર્જવી. તેમાં માત્રુ કરી, ત્રણ વાર ''આવસ્સહિ'' કહેવાપૂર્વક ઉપાશ્રયની બહાર નીકળી પરઠવવાની જગ્યાએ જઈ યોગ્ય ભૂમિ જોઈ કૂંડી નીચે મૂકીને મનમાં ''અણુજાણહ જસ્સુગ્ગહો'' કહી, માત્રુ પરઠવવું. પછી કૂંડી નીચે મૂકીને મનમાં ''વોસિરે વોસિરે વોસિરે'' કહેવું. પછી ત્રણ વાર ''નિસીહિ'' કહેવાપૂર્વક વસતિ (ઉપાશ્રય) માં પ્રવેશી કુંડી મૂળ જગ્યાએ મૂકવી. કુંડી પણ બે ઘડીમાં સૂકાઈ જવી જોઈએ. જરૂર હોય તો તેના માટે અલગ કપડું રાખીને તેનાથી લૂછી શકાય.

પછી વસ્ત્ર બદલી સ્થાપનાચાર્ય સન્મુખ ઈરિયાવહી પડિક્કમી ગમણાગમણે આલોવવા. આ પ્રમાણે જ સ્થંડિલ જવાનો વિધિ સમજવો. લોટો વગેરે જળપાત્ર લઈને જવું. બેસતાં ''અણુજાણહ જસ્સુગ્ગહો'' અને ઉઠ્યા પછી ''વોસિરે વોસિરે વોસિરે'' કહેવું. પછી પોસહશાળાએ વસ્ત્ર બદલી સ્થાપનાચાર્ય સામે ઈરિયાવહીયા કરી ગમણાગમણે આલોવવા.

## ૧૪. સાંજના પડિલેહણનો વિધિ :

ચોથો પહોર શરુ થાય ત્યારે સાંજનું પડિલેહણ શરુ કરવું. છેલ્લે અજવાળામાં પડિલેહણ પૂરું થઈ જાય તે રીતે શરુ કરવું તો જરૂરી સમજવું.

સામાન્યથી પડિલેહણ કર્યા પછી, પાણી વાપરવાનું નથી. ખાસ કારણ હોય તો ગુરુ ભગવંતની રજા લઈને વપરાય, પણ દેવવંદન પછી તો ન જ વપરાય.

રાત્રિપોસહ ઉચ્ચરવો હોય તેણે પોસહ તથા સામાયિક લેવાનો સર્વ વિધિ 'બહુવેલ કરશું' સુધી કરીને અહીંથી સાથે ભળી જવું. તેમાં પોસહ ઉચ્ચરવાના સૂત્રમાં આહારપોસહં સવ્વઓ અને જાવ સેસ-દિવસરત્તિં બોલવું. સાંજે રાત્રિપૌષધ લેનાર, પૌષધ લીધા પછી પાણી વાપરી શકે નહીં.

ખમા૦ ***'બહુપડિપુન્ના પોરિસી?'*** (ગુરુ-***તહત્તિ***) કહી ઈરિયાવહી કરવી અને ગમણાગમણે આલોવવા.

ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પડિલેહણ કરું ?'*** (ગુરુ-***કરેહ***) ***'ઈચ્છં'*** ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પોસહશાળા પ્રમાર્જું?'*** (ગુરુ-***પમજ્જેહ***) ***'ઈચ્છં'*** કહી ઉપવાસવાળાએ મુહપત્તિ, ચરવળો, કટાસણું એ ત્રણ અને આયંબિલ - એકાસણાવાળાએ કંદોરો, ધોતિયું એ બે સહિત પાંચ પડિલેહવા.

કંદોરો છોડી બાંધનારે ઈરિયાવહી કરવી. પછી બધાએ સાથે નીચે પ્રમાણે વિધિ કરવો. ખમા૦ ***'ઈચ્છકારી ભગવન્ ! પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી'*** એમ કહી

દરેકે પોતાનાથી વડીલનું વસ્ત્ર પડિલેહવું વિ. સવારના પડિલેહણના વિધિ મુજબ સમજવું. ત્યારબાદ ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું?'*** (ગુરુ-***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી ઉપધિ મુહપત્તિ પડિલેહવી.

પછી ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ સજ્ઝાય કરું ?'*** (ગુરુ-***કરેહ***) ***'ઈચ્છં'*** કહી ઉભડક બેસી એક ***નવકાર*** ગણી ***''મન્હ જિણાણં''*** ની સજ્ઝાય કહેવી.

પછી ખાધું હોય તેણે બે વાંદણા દઈ પાણહારનું પચ્ચક્ખાણ કરવું. તિવિહાર ઉપવાસવાળાએ ખમાસમણ દઇ પાણહારનું પચ્ચક્ખાણ કરવું. ચોવિહાર ઉપવાસવાળાએ પચ્ચક્ખાણનું સ્મરણ કરીને એમ ને એમ બેસવાનું છે. સવારે તિવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ કર્યું હોય, પરંતુ પાણી પીધું ન હોય અને પીવું પણ ન હોય તો ચોવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ કરી શકાય. જેની ઈચ્છા હવે પછી પણ પાણી પીવાની હોય તેણે ગુરુ મહારાજની અનુજ્ઞા મેળવી 'મુટ્ઠિસહિઅં' નું પચ્ચક્ખાણ કરવું.

પછી ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ સંદિસાહું ?'*** (ગુરુ-***સંદિસાવેહ***) ***'ઈચ્છં',*** ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ ઉપધિ પડિલેહું ?'*** (ગુરુ - ***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી પ્રથમ પડિલેહતાં જે કાંઈ બાકી રહેલ હોય તે સર્વ ઉપકરણો પડિલેહવા. પડિલેહણ બાદ સર્વ ઉપધિ લઈ ઊભા થઈ જવું. પછી કાજો લેવાના વિધિ પ્રમાણે કાજો લેવો.

પછી મુટ્ઠિસહિઅંના પચ્ચક્ખાણવાળાએ મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાણ પારી, પાણી પીને પાણહારનું પચ્ચક્ખાણ લઈ લેવું, ત્યારબાદ દેવવંદન કરવું.

## ૧૫. માંડલા – સ્થંડિલની પડિલેહણા :

જેમને રાત્રિપોસહ છે, તેમણે પ્રતિક્રમણ કરતાં રાત્રિમાં ઉપયોગમાં લેવા માટે અને જરૂર પડે તેમ હોય તો લોટો, ચૂનાવાળું અચિત્ત પાણી વગેરે યાચી રાખવા.

પછી ***ખમા૦ ઈરિયાવહી*** કરી ***લોગસ્સ*** સુધી કહેવું. પછી ***ખમા૦ 'ઈચ્છા૦ સં૦ ભ૦ સ્થંડિલ પડિલેહું ?'*** (ગુરુ-***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી ચોવીશ માંડલા કરવાં.

## માંડલા

૧) સામેની બાજુ ચરવળો રાખીને -

૧. આઘાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અણહિયાસે.
૨. આઘાડે આસન્ને પાસવણે અણહિયાસે.
૩. આઘાડે મજ્ઝે ઉચ્ચારે પાસવણે અણહિયાસે
૪. આઘાડે મજ્ઝે પાસવણે અણહિયાસે.
૫. આઘાડે દૂરે ઉચ્ચારે પાસવણે અણહિયાસે.
૬. આઘાડે દૂરે પાસવણે અણહિયાસે.

પછી પાછળની તરફ ચરવળો રાખીને બીજા છ માંડલામાં 'અણહિયાસે' ને બદલે 'અહિયાસે' કહેવું. બાકીના બાર માંડલા ઉપર પ્રમાણે જ અનુક્રમે ડાબી અને જમણી તરફ ચરવળો રાખીને કહેવા, પણ 'આઘાડે' ના બદલે 'અણાઘાડે' કહેવું (આઘાડે - આગાઢ, અણાઘાડે - અણાગાઢ, આસન્ને - નજીક, મજ્ઝે - મધ્યમાં, દૂરે-દૂર, ઉચ્ચાર - ઠલ્લે, પાસવણ - માત્રુ, અણહિયાસે - સહન ન થાય તેવું, અહિયાસે - સહન થાય તેવું.)

## ૧૬. રાત્રિ પ્રતિક્રમણ

પછી રાત્રિ પ્રતિક્રમણ કરવું. તેમાં સાત લાખ અને અઢાર પાપસ્થાનકના બદલે ગમણાગમણે આલોવવા. કરેમિ ભંતે માં જ્યાં ***'જાવ નિયમં'*** આવે ત્યાં ***'જાવ પોસહં'*** બોલવું.

## ૧૭. દિવસના પૌષધવાળા માટે પૌષધ પારવાનો વિધિ

ઈરિયાવહી કરીને ખમાસમણ આપીને ***ચઉક્કસાય૦ નમુત્થુણં૦ જાવંતિ૦ ખમા૦ જાવંત૦ નમોઽર્હત્૦ ઉવસગ્ગહરં૦ જયવીયરાય૦*** પૂરા કહેવા.

ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ મુહપત્તિ પડિલેહું ?'*** (ગુરુ- ***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી મુહપત્તિ પડિલેહવી. ***ખમા૦ 'ઈચ્છા૦ સં૦ ભ૦ પોસહ પારું?'*** (ગુરુ - ***પુણરવિ કાયવ્વો.***) ***'યથાશક્તિ'*** કહી ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ પોસહ પાર્યો?'*** (ગુરુ- ***આયારો ન મોત્તવ્વો.***) તહત્તિ કહી ચરવળા ઉપર હાથ સ્થાપી એક ***નવકાર*** ગણીને ***'સાગરચંદો'*** કહેવો.

પછી સામાયિક પારવાના વિધિ પ્રમાણે સામાયિક પારવું. પછી સ્થાપનાચાર્ય સ્થાપેલા હોય તો હાથ સ્થાપનાચાર્ય સામે અવળો રાખી એક નવકાર ગણવો.

## પૌષધ પારવાનું સૂત્ર

સાગરચંદો કામો, ચંદવડિંસો સુદંસણો ધન્નો,
જેસિં પોસહ પડિમા, અખંડિઆ જીવિઅંતે વિ ...૧

ધન્ના સલાહણિજ્જા, સુલસા આણંદ કામદેવા ય;
જાસ પસંસઈ ભયવં, દઢવ્વયત્તં મહાવીરો ...૨

પોસહ વિધિએ લીધો, વિધિએ પાર્યો, વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય તે સવિ હુ મન વચન કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.

પોસહના અઢાર દોષમાંહે જે કોઈ દોષ લાગ્યો હોય, તે સવિ હુ મન વચન કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.

## ૧૮. સંથારા પોરિસીનો વિધિ

રાત્રિ પોસહવાળાને પ્રતિક્રમણ કર્યા પછી એક પહોર રાત્રિ સુધી સ્વાધ્યાય,

ધ્યાન કર્યા પછી સૂવા માટે સંથારા પોરિસી ભણાવવાની શરૂઆત કરવી. ખમા૦ ***'બહુપડિપુન્ના પોરિસી ?'*** (ગુરુ-***તહત્તિ***) ખમા૦ ***ઈરિયાવહી*** કરીને ***લોગસ્સ*** સુધી કહેવું. પછી ખમા૦ ***'બહુપડિપુન્ના પોરિસી ઈચ્છા૦ સં૦ ભ૦ રાઈય સંથારએ ઠાઈશું ?'*** ***(ગુરુ-ઠાઈજો) 'ઈચ્છં', ચઉક્કસાય૦ નમુત્થુણં૦*** થી ***જયવીયરાય*** પૂરા સુધી કહેવું. ત્યારબાદ ખમા૦ ***'ઈચ્છા૦ સં૦ ભ૦ સંથારા પોરિસી વિધિ ભણવા મુહપત્તિ પડિલેહું?'*** (ગુરુ - ***પડિલેહ***) ***'ઈચ્છં'*** કહી મુહપત્તિ પડિલેહવી. પછી ***નિસીહિ નિસીહિ નિસીહિ નમો ખમાસમણાણં ગોયમાઈણં મહામુણીણં નવકાર અને કરેમિ ભંતે !*** ૩ વાર કહેવા. પછી સંથારા પોરિસી કહેવી.

## સંથારા પોરિસિ

અણુજાણહ જિટ્ઠિજ્જા
અણુજાણહ પરમગુરુ, ગુરુગુણરયણેહિં મંડિયસરીરા
બહુપડિપુણ્ણા પોરિસિ, રાઈય સંથારએ ઠામિ. ...૧

અણુજાણહ સંથારં, બાહુવહાણેણ વામપાસેણં
કુક્કુડિ પાય પસારણ, અતરંત પરમજ્જએ ભૂમિં. ...૨

સંકોઈઅ સંડાસા, ઉવ્વટ્ટંતે અ કાયપડિલેહા
દવ્વાઈ-ઉવઓગં, ઉસાસ નિરુંભણા લોએ. ...૩

જઈ મે હુજ્જ પમાઓ, ઈમસ્સ દેહસ્સિમાઈ રયણીએ
આહાર-મુવહિ-દેહં, સવ્વં તિવિહેણ વોસિરિઅં. ...૪

ચત્તારિ મંગલં, અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં,
સાહૂ મંગલં, કેવલિપન્નત્તો ધમ્મો મંગલં. ...૫

ચત્તારિ લોગુત્તમા, અરિહંતા લોગુત્તમા,
સિદ્ધા લોગુત્તમા, સાહૂ લોગુત્તમા,
કેવલિપન્નત્તો ધમ્મો લોગુત્તમો. ...૬

ચત્તારિ સરણં પવજ્જામિ, અરિહંતે સરણં પવજ્જામિ.
સિદ્ધે સરણં પવજ્જામિ, સાહૂ સરણં પવજ્જામિ.
કેવલિપન્નત્તં ધમ્મં સરણં પવજ્જામિ. ...૭

પાણાઈવાય-મલિઅં, ચોરિક્કં મેહુણં દવિણમુચ્છં
કોહં માણં માયં, લોભં પિજ્જં તહા દોસં. ...૮

કલહં અબ્ભક્ખાણં, પેસુન્નં રઈઅરઈ-સમાઉત્તં
પરપરિવાયં માયા-મોસં મિચ્છત્તસલ્લં ચ. ...૯

વોસિરિસુ ઈમાઇં, મુક્ખ-મગ્ગ-સંસગ્ગ-વિગ્ઘભૂયાઇં
દુગ્ગઇ - નિબંધણાઇં, અટ્ઠારસ પાવઠાણાઇં. ...૧૦

એગોહં નત્થિ મે કોઈ નાહ-મન્નસ્સ કસ્સઈ
એવં અદીણમણસો, અપ્પાણમણુસાસઈ. ...૧૧

એગો મે સાસઓ અપ્પા, નાણ-દંસણ-સંજુઓ
સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગલક્ખણા. ...૧૨

સંજોગમૂલા જીવેણ, પત્તા દુક્ખપરંપરા
તમ્હા સંજોગ સંબંધં, સવ્વં તિવિહેણ વોસિરિઅં. ...૧૩

અરિહંતો મહદેવો, જાવજ્જીવં સુસાહુણો ગુરુણો
જિણ-પન્નત્તં તત્તં, ઈઅ સમ્મત્તં મએ ગહિઅં. ...૧૪

(આ ચૌદમી ગાથા ત્રણવાર કહેવી. પછી સાત નવકાર ગણવા. પછી નીચેની ત્રણ ગાથા કહેવી.)

ખમિઅ ખમાવિઅ મઈ ખમહ, સવ્વહ જીવનિકાય
સિદ્ધહ સાખ આલોયણહ, મુજ્ઝહ વઈર ન ભાવ. ...૧૫

સવ્વે જીવા કમ્મવસ, ચઉદહ રાજ ભમંત
તે મે સવ્વ ખમાવિઆ, મુજ્ઝ વિ તેહ ખમંત. ...૧૬

જં જં મણેણ બદ્ધં, જં જં વાએણ ભાસિઅં પાવં
જં જં કાએણં કયં, મિચ્છા મિ દુક્કડં તસ્સ. ...૧૭

## ૧૯. સંથારો પાથરવાનો વિધિ

પ્રથમ જમીન પૂંજીને ઊનનું સંથારિયું પાથરવું, તેના ઉપર સૂતરનો ઉત્તરપટ્ટો પાથરવો. માતરીયું વસ્ત્ર પહેરવું, મુહપત્તિ કેડે ભરાવવી, ચરવળો જમણે પડખે મૂકવો. કાનમાં રૂનાં કુંડળ નાંખવાં, તેથી કાનમાં કોઈ જંતુ પ્રવેશીને મરે નહીં. કુંડળ ખોવાય તો પ્રાયશ્ચિત્ત આવે છે. અથવા માથાબંધન બાંધવું.

અંધારામાં ચાલવું પડે તો દંડાસણ વિના ચાલવું જ નહીં, પરંતુ ધૂળવાળા રસ્તામાં, બત્તી વગેરેના પ્રકાશમાં, ખુલ્લી ભૂમિમાં દંડાસણનો ઉપયોગ કરવો નહીં. સૂતાં પછી પડખું ફેરવવું પડે તો ચરવળાથી પ્રમાર્જીને ફેરવવું. ડાબું પડખું દબાવીને હાથનું ઓશીકું કરીને બની શકે તો અંગ સંકોચીને સૂવું.

રાતના માત્રુ કરવા જવું પડે તો આવીને શુદ્ધ ધોતિયું પહેરી, ઈરિયાવહી કરી, ગમણાગમણે આલોવીને ફરી માતરીયું પહેરીને સૂવું.

## ૨૦. સવારે પૌષધ પારવાનો વિધિ

પાછલી રાત્રે જાગીને નવકાર સંભારી, ભાવના ભાવી, માત્રાની શંકા ટાળી પછી ઈરિયાવહિ પડિક્કમી, ગમણાગમણે આલોવી કુસુમિણ દુસુમિણનો કાઉસ્સગ્ગ કરીને રાઈ પ્રતિક્રમણ કરવું.

પછી પૂર્વોક્ત વિધિપૂર્વક પડિલેહણ કરીને દેવવંદન અને સજ્ઝાય કરવી. પછી પોસહ પારી શકાય.

બહુ વહેલું અંધારામાં પડિલેહણ કરવું ઉચિત નથી. સૂર્યોદયથી થોડા સમય પૂર્વે અજવાળું થાય ત્યારે પડિલેહણ શરૂ કરાય.

પછી ઈરિયાવહિ પડિક્કમી, ખમા૦ ***ઈચ્છા૦ સં.૦ ભ૦ મુહપત્તિ પડિલેહું ?*** ત્યાંથી દિવસના પોસહ પારવાની વિધિમાં લખ્યા પ્રમાણે સામાઈય વયજુત્તો કહેવા સુધી વિધિ કરીને પોસહ પારે, પણ ચઉક્કસાયથી જય વીયરાય સુધી ન કહે.

## પૌષધમાં ધ્યાન રાખવા જેવું

૧. કામળીનો કાળ

| | |
|---|---|
| શિયાળો (કા.સુ. ૧૫ થી ફા.સુ. ૧૪) | ૪ ઘડી. |
| ઉનાળો (ફા.સુ. ૧૫ થી અ.સુ. ૧૪) | ૨ ઘડી. |
| ચોમાસું (અ.સુ. ૧૫ થી કા.સુ. ૧૪) | ૬ ઘડી. |

સૂર્યાસ્ત પૂર્વે ૨-૪-૬ ઘડીએ કામળી કાળ શરૂ થાય અને સૂર્યોદય પછી ૨-૪-૬ ઘડીએ કામળી કાળ પૂરો થાય.

૨. ચોમાસામાં પાણીનો કાળ ૩ પ્રહરનો જ હોય છે, તેથી બીજા કાળનું પાણી જ સાંજ સુધી ખપે.

૩. કોઈપણ કાર્ય (દેરાસરે જવું / વાપરવા જવું / ઠલ્લે જવું) ગુરુ ભગવંતને પૂછીને જ કરવું.

૪. હાથ ધોવા પડે ત્યાં ઓછામાં ઓછા પાણીથી ધોવા. પાણી જ્યાં પડે ત્યાં તરત સૂકાઈ / શોષાઈ જાય તે રીતે ધોવા. ભીના હાથે ગ્લાસ વિ. લેવા/ મૂકવા નહીં.

૫. પૌષધમાં વિકથા - વાતચીત કરાય નહીં. પારણાં - પ્રભાવના વિ. ની વ્યવસ્થા - વહીવટ પણ કરાય નહીં.

૬. પૌષધમાં કબાટ વિ. ખોલ-બંધ કરાય નહીં.

૭. ફોન કરવા / લાઈટ કરવી વિ. સૂચનો ન કરવા. માણસો/શ્રાવકો પાસે કોઈ કામ ન કરાવવું.



# કાવ્ય વિભાગ

## સ્તુતિઓ

દયાસિંધુ ! દયાસિંધુ ! દયા કરજે, દયા કરજે,
મને આ જંજીરોમાંથી, હવે જલદી છૂટો કરજે.
નથી આ તાપ સહેવાતો, ભભૂકી કર્મની જ્વાળા,
વરસાવી પ્રેમની ધારા, હૃદયની આગ બુઝવજે.

દર્શનં દેવ-દેવસ્ય, દર્શનં પાપ-નાશનં;
દર્શનં સ્વર્ગ-સોપાનં, દર્શનં મોક્ષ-સાધનમ્.

હે દેવ ! તારા દિલમાં, વાત્સલ્યનાં ઝરણાં ભર્યાં,
હે નાથ ! તારા નયનમાં, કરુણાતણાં અમૃત ભર્યાં;
વીતરાગ ! તારી મીઠી મીઠી, વાણીમાં જાદુ ભર્યાં,
તેથી જ તારા ચરણમાં, બાળક બની આવી ચડયાં.

જે દૃષ્ટિ પ્રભુ-દર્શન કરે, તે દૃષ્ટિને પણ ધન્ય છે.
જે જીભ જિનવરને સ્તવે, તે જીભને પણ ધન્ય છે.
પીએ મુદા વાણી સુધા, તે કર્ણયુગલને ધન્ય છે.
તુજ નામ-મંત્ર વિશદ ધરે, તે હૃદયને પણ ધન્ય છે.

ભવોભવ તુમ ચરણોની સેવા, હું તો માગું છું દેવાધિદેવા,
સામું જુઓને સેવક જાણી, એવી ઉદયરત્નની વાણી.

## આરતી

જય જય આરતી આદિ જિણંદા, નાભિરાયા - મરુદેવીકો નંદા
પહેલી આરતી પૂજા કીજે, નરભવ પામીને લ્હાવો લીજે. **જય૦૧**
દૂસરી આરતી દીનદયાળા, ધુલેવા મંડપમાં જગ અજુવાલા. **જય૦૨**
તીસરી આરતી ત્રિભુવનદેવા, સુર-નર-ઇંદ્ર કરે તોરી સેવા. **જય૦૩**
ચોથી આરતી ચઉગતિ ચૂરે, મનવાંછિત ફળ શિવસુખ પૂરે. **જય૦૪**
પંચમી આરતી પુણ્ય ઉપાયા, મૂળચંદે ૠષભ ગુણ ગાયા. **જય૦૫**

## મંગલ દીવો

દીવો રે દીવો પ્રભુ મંગલિક દીવો, આરતી ઉતારણ બહુ ચિરંજીવો... **દીવો રે...૧**
સોહમને ઘેર પર્વ દીવાળી, અંબર ખેલે અમરાવાળી... **દીવો રે...૨**
દીપાલ ભણે એણે કુળ અજુવાળી, ભાવે ભગતે વિઘન નિવારી.... **દીવો રે...૩**
દીપાલ ભણે એણે એ કલિકાલે, આરતી ઉતારી રાજા કુમારપાળે... **દીવો રે...૪**
અમ ઘેર મંગલિક, તુમ ઘેર મંગલિક, મંગલિક ચતુર્વિધ સંઘને હોજો... **દીવો રે...૫**

## પ્રદક્ષિણાના દુહા

કાળ અનાદિ - અનંતથી, ભવ ભ્રમણનો નહિ પાર;
તે ભ્રમણ નિવારવા, પ્રદક્ષિણા દઉં ત્રણ વાર ...૧

ભમતીમાં ભમતાં થકા, ભવ ભાવઠ દૂર પલાય;
દર્શન-જ્ઞાન-ચારિત્ર રૂપ, પ્રદક્ષિણા ત્રણ દેવાય ...૨

જન્મ મરણાદિ ભય ટળે, સીઝે જો દરિશણ કાજ;
રત્નત્રય પ્રાપ્તિ ભણી, દરિશણ કરો જિનરાજ ...૩

જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાન પરમ સુખ હેત;
જ્ઞાન વિના જગ જીવડાં, ન લહે તત્ત્વ સંકેત ...૪

ચય તે સંચય કર્મનો, રિક્ત કરે વળી જેહ;
ચારિત્ર નામ નિર્યુક્તે કહ્યું, વંદો અતિ ગુણગેહ ...૫

દર્શન-જ્ઞાન-ચારિત્ર એ, રત્નત્રયી નિરધાર;
ત્રણ પ્રદક્ષિણા તે કારણે, ભવદુઃખ ભંજનહાર ...૬

## નવ અંગ પૂજાના દુહા

૧. **અંગૂઠે** : જળ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત;
ઋષભ ચરણ અંગૂઠડે, દાયક ભવ જલ અંત.

૨. **ઘૂંટણે** : જાનુ બળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ-વિદેશ;
ખડાં ખડાં કેવલ લહ્યું, પૂજો જાનુ નરેશ.

૩. **કાંડે** : લોકાંતિક વચને કરી, વરસ્યા વરસી-દાન;
કરકાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુમાન.

**૪. ખભે** : માન ગયું દોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભુજા-બળે ભવ-જલ તર્યા, પૂજો ખંધ મહંત.

**૫. મસ્તકે** : સિદ્ધ શિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસિયા તેણે કારણ ભવિ ! શિર-શિખા પૂજંત.

**૬. કપાળે** : તીર્થંકર-પદ પુણ્યથી, ત્રિભુવન-જન સેવંત;
ત્રિભુવન-તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત.

**૭. ગળે** : સોળ પ્રહર પ્રભુ દેશના, કંઠે વિવર વર્તુળ;
મધુર ધ્વનિ સુર નર સુણે, તિણે ગળે તિલક અમૂલ.

**૮. હૃદયે** : હૃદય-કમલ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ;
હિમ દહે વન-ખંડને, હૃદય તિલક સંતોષ.

**૯. નાભિએ** : રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિશ્રામ;
નાભિ કમળની પૂજના, કરતાં અવિચળ ધામ.

**ઉપસંહાર** : ઉપદેશક નવતત્ત્વના, તિણે નવ અંગ જિણિંદ;
પૂજો બહુવિધ રાગશું, કહે શુભવીર મુણીંદ.

**નોંધ : *આ દુહા મોટેથી બોલવાના નથી, પણ મનમાં ચિંતવવાના છે.***

## અષ્ટપ્રકારી પૂજાના દુહા

**જળ પૂજા :** જળ પૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ;
જળ પૂજા ફળ મુજ હજો, માંગો એમ પ્રભુ-પાસ.

દરેક દુહા પછી નીચેનું બોલવું.

ૐ હ્રીં શ્રી પરમપુરુષાય, પરમેશ્વરાય, જન્મ-જરા-મૃત્યુ-નિવારણાય, શ્રીમતે જિનેન્દ્રાય, જલં (ચંદનં, પુષ્પં વગેરે જે પૂજા હોય તે) યજામહે સ્વાહા. (૨૭ ડંકા વગાડવા)

**નોંધ :- *પૂજાયજામહે બોલવાનું નથી, માત્ર યજામહે બોલવાનું છે.***

**ચંદન પૂજા :** શીતલ ગુણ જેમાં રહ્યો, શીતલ પ્રભુ મુખ રંગ;
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ.

**પુષ્પ પૂજા :** સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગત-સંતાપ;
સુમ-જંતુ ભવ્ય જ પરે, કરીએ સમકિત-છાપ.

**ધૂપ પૂજા :** ધ્યાન ઘટા પ્રગટાવીએ, વામ-નયન જિન ધૂપ;
મિચ્છત્ત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મ-સ્વરૂપ.

**દીપક પૂજા :** દ્રવ્ય - દીપક સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક;
ભાવ-પ્રદીપ પ્રગટ હુએ, ભાસિત લોકાલોક.

**અક્ષત પૂજા :** શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત વિશાળ;
પૂરી પ્રભુ સન્મુખ રહો, ટાળી સકળ જંજાળ.

**નૈવેદ્ય પૂજા :** અણાહારી પદ મેં કર્યા, વિગ્ગહ-ગઈય અનંત;
દૂર કરી તે દીજીએ, અણાહારી શિવ સંત.

**ફળ પૂજા :** ઈન્દ્રાદિક પૂજા ભણી, ફળ લાવે ધરી રાગ;
પુરુષોત્તમ પૂજી કરી, માંગે શિવ-ફળ-ત્યાગ.

***શિવ ફળ ત્યાગ = શિવ (મોક્ષ) છે ફળ જેનું, તેવો ત્યાગ અર્થાત્ ચારિત્ર.***

## અભિષેક કરતાં બોલવાના ગીતો

મેરુશિખર નવરાવે હો સુરપતિ, મેરુશિખર નવરાવે
જન્મકાળ જિનવરજીકો જાણી, પંચરૂપ કરી આવે... હો.સુરપતિ...
રત્નપ્રમુખ અડ જાતિના કળશા, ઔષધિ ચૂરણ મિલાવે... હો.સુરપતિ...
ખીરસમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરીને ગુણ ગાવે... હો.સુરપતિ...
એણિપરે જિનપ્રતિમાકો ન્હવણ કરી, બોધિબીજ માનું વાવે... હો. સુરપતિ...
અનુક્રમે ગુણરત્નાકર ફરસી, જિન ઉત્તમ પદ પાવે... હો.સુરપતિ...

❉ ❉ ❉ ❉ ❉

લાવે લાવે મોતીશા શેઠ, ન્હવણ જળ લાવે રે...
નવરાવે મરુદેવા નંદ, પ્રભુને પધરાવે રે...
જ્ઞાન કળશ ભરી આતમા, સમતારસ ભરપૂર
શ્રી જિનને નવરાવતા, કર્મ થાયે ચકચૂર...

❉ ❉ ❉ ❉ ❉

## ધૂપપૂજા કરતા બોલવાનું ગીત

અમે ધૂપની પૂજા કરીએ રે, ઓ મનમાન્યા મોહનજી....
પ્રભુ ! ધૂપ ઘટા અનુસરીએ રે, ઓ મનમાન્યા મોહનજી....
પ્રભુ ! નહીં કોઈ તમારી તોલે રે, ઓ મનમાન્યા મોહનજી...
પ્રભુ ! અંતે શરણ તમારું રે, ઓ મનમાન્યા મોહનજી...

## ચામર વીંઝતા બોલવાનું ગીત

બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ ઉલાળે,
જઈ મેરુ ધરી ઉછરંગે, ઈન્દ્ર ચોસઠ મળીયા રંગે,
પ્રભુ પાસનું મુખડું જોવા, ભવોભવના પાતિક ખોવા....

❉ ❉ ❉ ❉ ❉

## સાથિયો કરતા બોલવાના દુહા

અક્ષતપૂજા કરતાં થકા, સફળ કરું અવતાર
ફળ માંગુ પ્રભુ આગળે, તાર તાર મુજ તાર...
સાંસારિક ફળ માંગીને, રખડ્યો બહુ સંસાર.
અષ્ટકર્મ નિવારવા, માંગું મોક્ષફળ સાર...
ચિહું ગતિ ભ્રમણ સંસારમાં, જન્મ મરણ જંજાળ...
પંચમગતિ વિણ જીવને, સુખ નહીં ત્રિહું કાળ...

❉ ❉ ❉ ❉ ❉

દર્શન જ્ઞાન ચારિત્રના, આરાધનથી સાર
સિદ્ધશિલાની ઉપરે, હો મુજ વાસ સ્વીકાર...

## સકલ-કુશલ-વલ્લી

સકલ-કુશલ-વલ્લી-પુષ્કરાવર્ત-મેઘો, દુરિત-તિમિર-ભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ,
ભવ-જલ-નિધિ-પોતઃ સર્વ-સંપત્તિ-હેતુઃ, સ ભવતુ સતતં વઃ શ્રેયસે શાંતિનાથઃ
શ્રેયસે પાર્શ્વનાથ ઃ.

## શ્રી મહાવીર પ્રભુનું ચૈત્યવંદન

સિદ્ધારથ સુત વંદીયે, ત્રિશલાનો જાયો;
ક્ષત્રિયકુંડમાં અવતર્યો, સુર-નર-પતિ ગાયો ...૧

મૃગ-પતિ લંછન પાઉલે, સાત હાથની કાય;
બહોંતેર વર્ષનું આઉખું, વીર જિનેશ્વર રાય ...૨

ખીમાવિજય જિનરાજનો એ, ઉત્તમ ગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યો, પદ્મવિજય વિખ્યાત ...૩

## શ્રી મહાવીર જિન સ્તવન

ગિરુઆ રે ગુણ તુમ તણાં, શ્રી વર્ધમાન જિનરાયા રે,
સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મળ થાએ કાયા રે. **ગિ...૧**

તુમ ગુણ-ગણ-ગંગાજળે, હું ઝીલીને નિર્મલ થાઉં રે,
અવર ન ધંધો આદરું, નિશદિન તોરા ગુણ ગાઉં રે. **ગિ...૨**

ઝીલ્યા જે ગંગાજલે, તે છિલ્લર જલ નવિ પેસે રે,
જે માલતી ફૂલે મોહીયા, તે બાવળ જઈ નવિ બેસે રે. **ગિ...૩**

એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યા રે,
તે કેમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યા રે. **ગિ...૪**

તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે,
વાચક યશ કહે માહરે, તું જીવ જીવન આધારો રે. **ગિ...૫**

## શ્રી મહાવીર સ્વામીની થોય

જય જય ભવિ હિતકર, વીર જિનેશ્વર દેવ,
સુર-નરના નાયક, જેહની સારે સેવ;
કરુણા-રસ કંદો, વંદો આણંદ આણી,
ત્રિશલા-સુત સુંદર, ગુણ-મણિ કેરો ખાણી ...૧

જસ પંચ કલ્યાણક, દિવસ વિશેષ સુહાવે,
પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે;
તે ચ્યવન જન્મ વ્રત, નાણ અને નિર્વાણ,
સવિ જિનવર કેરાં, એ પાંચે અહિઠાણ ...૨

જિહાં પંચ સમિતિ યુત, પંચ મહાવ્રત સાર,
જેહમાં પ્રકાશ્યા, વળી પાંચે વ્યવહાર;
પરમેષ્ઠિ અરિહંત, નાથ સર્વજ્ઞને પારગ,
એ પંચ પદે લહ્યો, આગમ અર્થ ઉદાર ...૩

માતંગ સિદ્ધાઈ, દેવી જિનપદ સેવી,
દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાળે નિત મેવી;
શાસન સુખદાઈ, આઈ સુણો અરદાસ,
શ્રી જ્ઞાનવિમલ ગુણ, પૂરો વાંછિત આશ ...૪

## શ્રી સીમંધર સ્વામીના દુહા

અંનત ચોવીશી જિન નમું, સિદ્ધ અનંતી કોડ;
કેવળધર મુગતે ગયા, વંદું બે કર જોડ ...૧

બે કોડી કેવલધરા, વિહરમાન જિન વીશ;
સહસ કોડી યુગલ નમું, સાધુ નમું નિશદિશ ...૨

જે ચારિત્રે નિર્મળા, જે પંચાનન સિંહ;
વિષય-કષાય-નાગં જિયા, તે પ્રણમું નિશદિશ ...૩

* ***નાગ=હાથી.***

## શ્રી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો;
કરુણાવંત કરુણા કરી, અમને વંદાવો ...૧

સકલ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ;
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ ...૨

સયલ સંગ છંડી કરી, ચારિત્ર લઈશું;
પાય તુમારા સેવીને, શિવ-રમણી વરીશું ...૩

એ અળજો મુજને ઘણો, પૂરો સીમંધર દેવ;
ઈહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ ...૪

## શ્રી સીમંધર સ્વામીનું સ્તવન

સુણો ચંદાજી ! સીમંધર પરમાતમ પાસે જાજો.
મુજ વિનતડી, પ્રેમ ધરીને એણી પેરે તુમે સંભાળાવજો.
જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઈંદ્ર પાયક છે;
નાણ દરિસણ જેહને ખાયક છે. **સુણો૦** ।૧।

જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
પુંડરિકિણી નગરીનો રાયા છે. **સુણો૦** ।૨।

બાર પર્ષદામાંહી બિરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે. **સુણો૦** ।૩।

ભવિજનને જે પડિબોહે છે, તુમ અધિક શીતલ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે. **સુણો૦** ।૪।

તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દૂરે વસિયો છું;
મહા-મોહ-રાય-કર ફસિયો છું. **સુણો૦** ।૫।

પણ સાહિબ ચિત્તમાં ધરિયો છે, તુમ આણા-ખડ્ગ કર ગ્રહીયો છે,
તો કાંઈક મુજથી ડરીયો છે. **સુણો૦** ।૬।

જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો,
તો વાધે મુજ મન અતિ નૂરો. **સુણો૦** ।૭।

## શ્રી સીમંધર સ્વામીની થોય

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહિબ દેવ, અરિહંત સકલની, ભાવ ધરી કરું સેવ,
સકલાગમ-પારગ, ગણધર ભાષિત વાણી, જયવંતી આણા, જ્ઞાનવિમલ ગુણખાણી.
(● ***આ થોય ચાર વાર બોલી શકાય છે.***)

## શ્રી સિધ્ધાચલજીના દુહા

એકેકું ડગલું ભરે, શેત્રુંજા સમો જેહ;
ઋષભ કહે ભવ ક્રોડના, કર્મ ખપાવે તેહ ...૧

શેત્રુંજા સમો તીરથ નહિ, ઋષભ સમો નહિ દેવ;
ગૌતમ સરીખા ગુરુ નહિ, વળી વળી વંદું તેહ ...૨

સિદ્ધાચલ સમરું સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્ય જન્મ પામી કરી, વંદું વાર હજાર ...૩

## શ્રી સિધ્ધાચલનું ચૈત્યવંદન

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ પાર ઉતારે ...૧

અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય;
પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય ...૨

સૂરજકુંડ સોહામણો, કવડ-જક્ષ અભિરામ;
નાભિરાયા કુલ-મંડણો, જિનવર કરું પ્રણામ ...૩

## શત્રુંજયનું સ્તવન

### વિમલાચલ નિતુ વંદીયે

વિમલાચલ નિતુ વંદીયે, કીજે એહની સેવા;
માનું હાથ એ ધર્મનો, શિવ-તરુ-ફલ લેવા. **વિ. ૧**

ઉજ્જ્વલ જિનગૃહમંડલી, તિહાં દીપે ઉત્તંગા;
માનું હિમગિરિ-વિભ્રમે, આઈ અંબર-ગંગા. **વિ. ૨**

''કોઈ અનેરું જગ નહીં, એ તીરથ તોલે;''
એમ શ્રીમુખ હરિ આગળે, શ્રી સીમંધર બોલે. **વિ. ૩**

જે સઘળાં તીરથ કર્યા, યાત્રા-ફળ કહીએ,
તેહથી એ ગિરિ ભેટતાં, શત ગણું ફળ લહીએ. **વિ. ૪**

જન્મ સફળ હોય તેહનો, જેહ એ ગિરિ વંદે;
સુજસવિજય સંપદ લહે, તેહ નર ચિર નંદે. **વિ. ૫**

### શેત્રુંજા ગઢના વાસી રે

શેત્રુંજા ગઢના વાસી રે, મુજરો માનજો રે,
સેવકની સુણી વાતો રે, દિલમાં ધારજો રે,
પ્રભુ! મેં દીઠો તુમ દેદાર, આજ મને ઉપન્યો હરખ અપાર,
સાહિબાની સેવા રે, ભવદુઃખ ભાંજશે રે. ૧

એક અરજ અમારી રે દિલમાં ધારજો રે, ચોરાશી લાખ ફેરા રે દૂરે નિવારજો રે;
પ્રભુ ! મને દુર્ગતિ પડતો રાખ, દરિશન વહેલું વહેલું દાખ. **સાહિબાની૦ ૨**

દોલત સવાઈ રે સોરઠ દેશની રે, બલિહારી હું જાઉં રે પ્રભુ તારા વેશની રે;
પ્રભુ ! તારું રૂડું દીઠું રૂપ, મોહ્યા સુર-નર-વૃંદ ને ભૂપ. **સાહિબાની૦ ૩**

તીરથ કો નહિ રે શેત્રુંજા સારીખું રે, પ્રવચન પેખીને કીધું મેં પારખું રે;
ઋષભ ને જોઈ જોઈ હરખે જેહ, ત્રિભુવન-લીલા પામે તેહ. **સાહિબાની૦ ૪**

ભવોભવ માંગુ રે પ્રભુ તારી સેવના રે, ભાવઠ ન ભાંગે રે જગમાં જે વિના રે,
પ્રભુ મારા પૂરજો મનના કોડ, એમ કહે ઉદયરતન કર જોડ. **સાહિબાની૦ ૫**

## શત્રુંજયની થોય

શ્રી શત્રુંજય મંડણ, ઋષભ જિણંદ દયાળ, મરુદેવા નંદન, વંદન કરું ત્રણ કાળ,
એ તીરથ જાણી, પૂર્વ નવાણું વાર, આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર. ૧

ત્રેવીસ તીર્થંકર, ચઢીઆ ઈણ ગિરિરાય, એ તીરથના ગુણ, સુરાસુરાદિક ગાય;
એ પાવન તીરથ ત્રિભુવન નહીં તસ તોલે; એ તીરથના ગુણ, સીમંધર મુખ બોલે. ૨

પુંડરીકગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ, વિમલાચલ ભેટી, લહીએ અવિચલ રિદ્ધ;
પંચમી ગતિ પહોંતા, મુનિવર કોડાકોડ; ઈણ તીરથે આવી, કર્મ વિપાક વિછોડ. ૩

શ્રી શત્રુંજય કેરી, અહોનિશ રક્ષાકારી; શ્રી આદિ જિનેશ્વર, આણ હૃદયમાં ધારી;
શ્રી સંઘવિઘ્નહર, કવડ જક્ષ ગણભૂર; શ્રી રવિબુધસાગર, સંઘના સંકટ ચૂર. ૪

## શ્રી ઋષભદેવ ભગવાનનું ચૈત્યવંદન

આદિદેવ અલવેસરુ, વિનીતાનો રાય;
નાભિરાયા - કુલ - મંડણો, મરુદેવા માય ...૧

પાંચસે ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાળ;
ચોરાસી લાખ પૂર્વનું, જસ આયુ વિશાળ ...૨

વૃષભ લંછન જિન વૃષધરુએ, ઉત્તમ ગુણમણિ ખાણ;
તસ પદ-પદ્મ સેવન થકી, લહીએ અવિચલ ઠાણ ...૩

## શ્રી ઋષભદેવ ભગવાનનું સ્તવન

માતા મરુદેવીના નંદ, દેખી તારી મૂરતિ મારું દિલ લોભાણુંજી.
કરુણાના ઘર કરુણાસાગર, કાયા કંચનવાન;
ધોરી લંછન પાઉલે કાંઈ, ધનુષ પાંચસે માન. **માતા૦૧**

ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર;
જોજનગામીની વાણી મીઠી, વરસંતી જલધાર **માતા૦૨**

ઉર્વશી રુડી અપછરા ને, રામા છે મન રંગ;
પાયે નેઉર રણઝણે કાંઈ, કરતી નાટારંભ. **માતા૦૩**

તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગ તારણહાર;
તુજ સરીખો નહીં દેવ જગતમાં, અડવડિયા આધાર.**માતા૦૪**

તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ;
સુર-નર-કિન્નર વાસુદેવા, કરતાં તુજપદ સેવ. **માતા૦૫**

શ્રી સિદ્ધાચલ તીરથ કેરો, રાજા ઋષભ જિણંદ;
કીર્તિ કરે ''માણેકમુનિ'' તાહરી, ટાળો ભવભય ફંદ. **માતા૦૬**
***** નેઉર = નેપુર = ઝાંઝર***

## શ્રી ઋષભદેવ ભગવાનનું સ્તુતિ

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા; મરુદેવી માયા, ધોરી લંછન પાયા;
જગતસ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા; કેવલ સિરિ રાયા, મોક્ષ નગરે સિધાયા ...૧

સવિ જિન સુખકારી, મોહ મિથ્યા નિવારી; દુર્ગતિ દુઃખ ભારી, શોક સંતાપ વારી;
શ્રેણિ ક્ષપક સુધારી, કેવલાનંત ધારી; નમીએ નરનારી, જેહ વિશ્વોપકારી ...૨

સમવસરણ બેઠા, લાગે જે જિનજી મીઠા; કરે ગણપ પઈટ્ઠા, ઈંદ્ર ચંદ્રાદિ દીઠા;
દ્વાદશાંગી વરિટ્ઠા, ગૂંથતા ટાળે રીટ્ઠા; ભવિજન હોય હિટ્ઠા, દેખી પુણ્યે ગરિટ્ઠા ...૩

સુર સમકિતવંતા, જેહ ઋદ્ધે મહંતા; જેહ સજ્જન સંતા, ટાળીએ મુજ ચિંતા;
જિનવર સેવંતા, વિઘ્ન વારો દુરંતા; જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા ...૪

## શ્રી પાર્શ્વનાથ ભગવાનનું ચૈત્યવંદન

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ;
વામા માતા જનમીયા, અહિ લંછન જાસ ...૧

અશ્વસેન સુત સુખકરુ, નવ હાથની કાય;
કાશી - દેશ વાણારસી, પુણ્યે પ્રભુ આય ...૨

એકસો વરસનું આઉખું એ, પાળી પાર્શ્વકુમાર;
પદ્મ કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર ...૩

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનું સ્તવન

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો;
સાંભળીને આવ્યો હું તીરે, જન્મ મરણ દુઃખ વારો
સેવક અરજ કરે છે રાજ ! અમને શિવ સુખ આપો. **સેવક૦૧**

સહુ કો'નાં મન-વાંછિત પૂરો, ચિંતા સહુની ચૂરો;
એહવું બિરુદ છે રાજ ! તમારું, કેમ રાખો છો દૂરે ? **સેવક૦૨**

સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો;
કરુણાસાગર કેમ કહેવાશો ? જો ઉપકાર ન કરશો. **સેવક૦૩**

લટપટનું હવે કામ નહીં છે, પ્રત્યક્ષ દરિશણ દીજે;
ધૂંઆડે ધીજું નહિ સાહિબ, પેટ પડયા પ્રતીજે. **સેવક૦૪**

શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો;
કહે જિનહર્ષ મયા કરી મુજને, ભવસાયરથી તારો. **સેવક૦૫**

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનું થોય

શંખેશ્વર પાસજી પૂજીએ, નર-ભવનો લ્હાવો લીજીએ;
મન-વાંછિત પૂરણ સુર-તરુ, જય વામા-સુત અલવેસરુ ...૧

દોય રાતા જિનવર અતિભલા, દોય ધોળા જિનવર ગુણનીલા;
દોય નીલા દોય શામળ કહ્યા, સોળે જિન કંચન-વર્ણ લહ્યા ...૨

આગમ તે જિનવર ભાખીયો, ગણધર તે હૈડે રાખીયો;
તેહનો રસ જેણે ચાખીઓ, તે હુઓ શિવસુખ સાખીયો ...૩

ધરણેન્દ્ર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમલના વાંછિત પૂરતી ...૪

## શ્રી શાંતિનાથ ભગવાનનું ચૈત્યવંદન

શાંતિ જિનેશ્વર સોળમા, અચિરા સુત વંદો;
વિશ્વસેન કુલ નભોમણિ, ભવિજન સુખ કંદો. ...૧

મૃગ લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ;
હત્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણ મણિ ખાણ. ...૨

ચાલીશ ધનુષની દેહડી એ, સમચઉરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ...૩

## શ્રી શાંતિનાથ ભગવાનનું સ્તવન

મ્હારો મુજરો લ્યોને રાજ, સાહિબ શાંતિ ! સલુણા

અચિરાજીના નંદન તોરે, દરિસણ હેતે આવ્યો;
સમકિત રીઝ કરોને સ્વામી ! ભક્તિ ભેટણું લાવ્યો. **મ્હારો.૧**

દુઃખભંજન છે બિરુદ તમારું, અમને આશા તુમારી,
તુમે નીરાગી થઈને છૂટો, શી ગતિ હોશે અમારી? **મ્હારો.૨**

કહેશે લોક ન તાણી કહેવું, એવડું સ્વામી આગે;
પણ બાળક જો બોલી ન જાણે, તો કિમ વ્હાલો લાગે? **મ્હારો.૩**

મ્હારે તો તું સમરથ સાહિબ, તો કિમ ઓછું માનું;
ચિંતામણિ જેણે ગાંઠે બાંધ્યું, તેહને કામ કિશ્યાનું? **મ્હારો.૪**

અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ, મોહ તિમિર હર્યું જુગતે;
વિમલવિજય વાચકનો સેવક, રામ કહે શુભ ભગતે. **મ્હારો.૫**

## શ્રી શાંતિનાથ ભગવાનનું સ્તુતિ

શાંતિ સુહંકર સાહિબો, સંયમ અવધારે, સુમિત્રને ઘેર પારણું, ભવપાર ઉતારે;
વિચરંતા અવનીતલે, તપ ઉગ્ર વિહારે, જ્ઞાન ધ્યાન એકતાનથી, તિર્યંચને તારે ...૧

પાસ વીર વાસુપૂજ્યજી, નેમ મલ્લિકુમારી, રાજ્યવિહુણા એ થયા, આપે વ્રતધારી;
શાંતિનાથ પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી, મલ્લિ નેમ પરણ્યા નહિ, બીજા ઘરબારી ...૨

કનક કમલ પગલાં ઠવે, જગ શાન્તિ કરીજે, રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે;
યોગાવંચક પ્રાણીયા, ફળ લેતાં રીઝે, પુષ્કરાવર્તના મેઘમાં, મગશેલ ન ભીંજે ...૩

ક્રોડવદન શૂકરારુઢો, શ્યામ રૂપે ચાર, હાથ બીજોરું કમલ છે, દક્ષિણ કર સાર;
જક્ષ ગરુડ વામ પાણિએ નકુલાક્ષ વખાણે, નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે ...૪

## શ્રી નેમિનાથ જિન ચૈત્યવંદન

નેમનાથ બાવીશમા, શિવાદેવી માય;
સમુદ્રવિજય પૃથ્વીપતિ, તે પ્રભુના તાય. ...૧

દશ ધનુષની દેહડી, આયુ વરસ હજાર.
શંખ લંછનધર સ્વામીજી, તજી રાજુલ નાર. ...૨

શૌરીપુરી નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં અવિચલ ઠાણ. ...૩

## શ્રી નેમિનાથ જિન સ્તવન

નિરખ્યો નેમિ જિણંદને અરિહંતાજી, રાજીમતિ કર્યો ત્યાગ ભગવંતાજી;
બ્રહ્મચારી સંયમ ગ્રહ્યો અરિહંતાજી, અનુક્રમે થયા વીતરાગ ભગવંતાજી. ...૧

ચામર ચક્ર સિંહાસન અરિહંતાજી, પાદપીઠ સંયુક્ત ભગવંતાજી;
છત્ર ચાલે આકાશમાં અરિહંતાજી, દેવ દુંદુભિ વર ઉત્ત ભગવંતાજી. ...૨

સહસ જોયણ ધ્વજ સોહતો અરિહંતાજી, પ્રભુ આગળ ચાલંત ભગવંતાજી;
કનક કમલ નવ ઉપરે અરિહંતાજી, વિચરે પાય ઠવંત ભગવંતાજી. ...૩

ચાર મુખે દીયે દેશના અરિહંતાજી, ત્રણ ગઢ ઝાકઝમાળ ભગવંતાજી;
કેશ રોમ શ્મશ્રૂ નખા અરિહંતાજી, વાધે નહિ કોઈ કાલ ભગવંતાજી. ...૪

કાંટા પણ ઊંધા હોયે અરિહંતાજી, પંચ વિષય અનુકૂળ ભગવંતાજી;
ષડ્ ઋતુ સમકાલે ફળે અરિહંતાજી, વાયુ નહિ પ્રતિકૂળ ભગવંતાજી. ...૫

પાણી સુગંધ સુર કુસુમની અરિહંતાજી, વૃષ્ટિ હોયે સુરસાલ રે ભગવંતાજી;
પંખી દીયે સુપ્રદક્ષિણા અરિહંતાજી, વૃક્ષ નમે અસરાલ રે ભગવંતાજી. ...૬

જિન ઉત્તમ પદ પદ્મની અરિહંતાજી, સેવ કરે સુર કોડી રે ભગવંતાજી;
ચાર નિકાયના જઘન્યથી અરિહંતાજી, ચૈત્યવૃક્ષ તેમ જોડી રે ભગવંતાજી. ...૭

## શ્રી નેમિનાથ જિન સ્તુતિ

રાજુલ વરનારી, રૂપથી રતિ હારી; તેહના પરિહારી, બાલથી બ્રહ્મચારી;
પશુઆ ઉગારી હુઆ ચારિત્રધારી; કેવલશ્રી સારી, પામીયા ઘાતી વારી ...૧

ત્રણ જ્ઞાન સંયુતા, માતની કુખે હુંતા; જનમે પુરહુંતા, આવી સેવા કરંતા;
અનુક્રમે વ્રત કરંતા, પંચ સમિતિ ધરંતા; મહીયલ વિચરંતા, કેવલશ્રી વરંતા ...૨

સવિ સુરવર આવે, ભાવના ચિત્ત લાવે; ત્રિગડું સોહાવે, દેવછંદો બનાવે;
સિંહાસન ઠાવે, સ્વામીના ગુણ ગાવે; તિહાં જિનવર આવે, તત્ત્વવાણી સુણાવે ...૩

શાસનસુરી સારી, અંબિકા નામ ધારી; જે સમકિતી નરનારી, પાપ સંતાપ વારી;
પ્રભુ-સેવાકારી, જાપ જપીએ સવારી; સંઘ-દુરિત નિવારી, પદ્મને જેહ પ્યારી ...૪

## ૨૪ ભગવાનના વર્ણનું ચૈત્યવંદન

પદ્મપ્રભને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ,
ચન્દ્રપ્રભને સુવિધિનાથ, દોય ઉજ્જ્વળ લહીએ ...૧

મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દોય નીલા નિરખ્યા,
મુનિસુવ્રત ને નેમનાથ, દોય અંજન સરીખા ...૨

સોળે જિન કંચન સમા એ, એવા જિન ચોવીશ,
ધીરવિમળ પંડિત તણો, જ્ઞાનવિમલ કહે શિષ્ય ...૩

# સામાન્ય જિન ચૈત્યવંદન

તુજ મૂર્તિને નિરખવા, મુજ નયણાં તરસે;
તુમ ગુણગણને બોલવા, રસના મુજ હરખે. ...૧
કાયા અતિ આનંદ મુજ, તુમ યુગ પદ ફરસે;
તો સેવક તાર્યા વિના, કહો કેમ હવે સરસે. ...૨

એમ જાણીને સાહેબા એ, નેક નજરે મોહે જોય;
જ્ઞાનવિમલ પ્રભુ નજરથી, તે શું જે નવિ હોય? ...૩

❉ ❉ ❉ ❉ ❉

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ;
જય જગજુરુ દેવાધિદેવ, નયણે મેં દિટ્ઠ. ...૧

અચલ અકલ અવિકાર સાર, કરુણારસ-સિંધુ;
જગતિ જન આધાર એક, નિષ્કારણ બંધુ. ...૨

ગુણ અનંત પ્રભુ! તાહરા એ, કિમહિ કહ્યા નવિ જાય;
રામ પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય. ...૩

❉ ❉ ❉ ❉ ❉

જય જય શ્રી જિનરાજ આજ, મલીયો મુજ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ, જગ અંતરયામી. ...૧

રૂપારૂપી ધર્મદેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ...૨

સિદ્ધ બુદ્ધ તુજ વંદતાં એ, સકલ સિદ્ધિ વરબુદ્ધિ;
રામ પ્રભુધ્યાને કરી, પ્રગટે આતમ ૠદ્ધિ. ...૩

કાલ બહુ સ્થાવર ગયો, ભમીયો ભવમાંહી;
વિકલેન્દ્રિયમાંહી વસ્યો, સ્થિરતા નહીં ક્યાંહી. ...૪

તિર્યંચ પંચેન્દ્રિયમાંહી દેવ, કર્મે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિસણ નવિ પાયો. ...૫

એમ અનંત કાલે કરી એ, પામ્યો નર અવતાર;
હવે જગતારક તું હી મલ્યો, ભવજલ પાર ઉતાર. ...૬

❉ ❉ ❉ ❉ ❉

# સામાન્ય જિન સ્તવનો

## જિન તેરે ચરણકી શરણ ગ્રહું

હૃદય કમલ મેં ધ્યાન ધરત હું, શિર તુજ આણ વહું. **જિન.૧**
તુજ સમ ખોળ્યો દેવ ખલકમેં, પેખ્યો નહીં કબ હું. **જિન.૨**
તેરે ગુણોકી જપું જપમાલા, અહર્નિશ પાપ દહું. **જિન.૩**
મેરે મન કી તુમ સબ જાનો, ક્યા મુખ બહોત કહું. **જિન.૪**
કહે જસવિજય કરો ત્યું સાહિબ, જ્યું ભવદુઃખ ન લહું. **જિન.૫**

## આજ મારા પ્રભુજી !

આજ મારા પ્રભુજી ! સામું જુઓને, સેવક કહીને બોલાવો રે,
એટલે હું મન-ગમતું પામ્યો, રુઠડાં બાળ મનાવો મોરા સાંઈ રે. **આજ.૧**

પતિત પાવન શરણાગત વત્સલ, એ જશ જગમાં ચાવો રે,
મન રે મનાવ્યા વિણ નહીં મૂકું, એહિ જ મારો દાવો મોરા સાંઈ રે. **આજ.૨**

કબજે આવ્યા હવે નહીં મૂકું, જિહાં લગે તુમ સમ થાઉં રે,
જો તુમ ધ્યાન વિના શિવ લહીએ, તો તે દાવ બતાવો મોરા સાંઈ રે. **આજ.૩**

મહાગોપ ને મહાનિર્યામક, એવા એવા બિરુદ ધરાવો રે,
તો શું આશ્રિતને ઉદ્ધરતાં, બહુ બહુ શું કહાવો મોરા સાંઈ રે. **આજ.૪**

જ્ઞાનવિમલ ગુણનો નિધિ મહિમા, મંગલ એહિ વધાવો રે,
અચલ અભેદપણે અવલંબી, અહોનિશ એહિ દિલ ધ્યાવો, મોરા સાંઈ રે. **આજ.૫**

## જિણંદા પ્યારા

જિણંદા પ્યારા, મુણિંદા પ્યારા, દેખો રે જિણંદા ભગવાન-દેખો રે જિણંદા પ્યારા...૧
સુંદર રૂપ સ્વરૂપ બિરાજે, જગનાયક ભગવાન-દેખો રે ...૨
દરિશ સરસ નિરખ્યો જિનજીકો, દાયક ચતુર સુજાણ-દેખો રે ...૩
શોક સંતાપ મિટ્યો અબ મેરો, પાયો અવિચલ ભાણ-દેખો રે ...૪
સફલ ભઈ મેરી આજકી ઘડીયાં, સફલ ભયે નિજ પ્રાણ-દેખો રે ...૫
દરિશણ દેખત મિટ્યો ભવ ફેરો, આનંદઘન અવતાર-દેખો રે ...૬

## પાંચમની સ્તુતિ

શ્રાવણ સુદી દિન પંચમીએ, જન્મ્યા નેમિ જિણંદ તો;
શ્યામવરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો;
સહસ વરસ પ્રભુ આઉખું એ, બ્રહ્મચારી ભગવંત તો;
અષ્ટ કરમ હેલા હણીએ, પહોંતા મુક્તિ મહંત તો ...૧

અષ્ટાપદ પર આદિ જિન એ, પહોંતા મુક્તિ મોઝાર તો;
વાસુપૂજ્ય ચંપાપુરીએ, નેમ મુક્તિ ગિરનાર તો;
પાવાપુરી નગરીમાં વળી એ, શ્રી વીર તણું નિર્વાણ તો;
સમેતશિખર વીશ સિદ્ધ હુઆ એ, શિર વહુ તેહની આણ તો ...૨

નેમનાથ જ્ઞાની હુઆ એ, ભાખે સત્ય વચન તો;
જીવદયા ગુણ વેલડી એ, કીજે તાસ જતન તો;
મૃષા ન બોલો માનવી એ, ચોરી ચિત્ત નિવાર તો;
અનંત તીર્થંકર એમ કહે એ, પરિહરીએ પરનાર તો ...૩

ગોમેધ નામે યક્ષ ભલો એ, દેવી શ્રી અંબિકા નામ તો;
શાસન સાંનિધ્ય જે કરે એ, કરે વળી ધર્મના કામ તો;
તપગચ્છ નાયક ગુણ નીલો એ, શ્રી વિજયસેનસૂરિરાય તો;
ઋષભદાસ પાય સેવતાં એ, સફલ કરો અવતાર તો ...૪

## રાત્રિભોજનની થોય

શાસન નાયક વીરજી એ, પામી પરમ આધાર તો
રાત્રિભોજન મત કરો એ, જાણી પાપ અપાર તો
ઘુવડ કાગ ને નાગના એ, તે પામે અવતાર તો
નિયમ નોકારશી નિત કરો એ, સાંજે કરો ચોવિહાર તો. ૧

વાસી બોળને રીંગણા એ, કંદમૂળ તું ટાળ તો
ખાતાં ખોડ ઘણી કહીએ, તે માટે મન વાળ તો
કાચા દૂધ દહીં છાસમાં એ, કઠોળ જમવું નિવાર તો
ઋષભાદિક જિન પૂજતાં એ, રાગ ધરે શિવનાર તો. ૨

હોળી બળેવ ને નોરતા એ, પીપળે પાણી મ રેડ તો
શીલ સાતમના વાસી વડાં એ, ખાતાં મોટી ખોડ તો
સાંભળી સમકિત દઢ કરો એ, મિથ્યા પર્વ નિવાર તો
સામાયિક પડિક્કમણાં નિત કરો એ, જિનવાણી જગ સાર તો. ૩

ઋતુવંતી અડકે નહીં એ, ન કરે ઘરનાં કામ તો
તેહના વાંછિત પૂરશે એ, દેવી સિદ્ધાયિકા નામ તો
હિત ઉપદેશે હર્ષ ધરો એ, કોઈ મ કરશો રીસ તો
કીર્તિ કમલા પામશે એ, જીવ કહે તસ શિષ્ય તો. ૪

## પર્યુષણની થોય

પુણ્યનું પોષણ પાપનું શોષણ, પર્વ પજુસણ પામીજી,
કલ્પ ઘરે પધરાવો સ્વામી, નારી કહે શીશ નામીજી;
કુંવર ગયવર ખંધ ચઢાવી, ઢોલ-નિશાન વજડાવોજી,
સદ્ગુરુ સંગે ચઢતે રંગે, વીરચરિત્ર સુણાવોજી ...૧

પ્રથમ વખાણે ધર્મસારથિપદ, બીજે સુપના ચારજી,
ત્રીજે સુપનપાઠક વળી ચોથે, વીર જનમ અધિકારજી;
પાંચમે દીક્ષા છઠ્ઠે શિવપદ, સાતમે જિન ત્રેવીશજી
આઠમે થિરાવલી સંભળાવી, પિયૂડા પૂરો જગીશજી ...૨

છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઈ કીજે, જિનવર-ચૈત્ય નમીજેજી,
વરસી પડિક્કમણું મુનિવંદન, સંઘ સકળ ખામીજેજી;
આઠ દિવસ લગે અમર પળાવી, દાન સુપાત્રે દીજેજી,
ભદ્રબાહુ ગુરુ વયણા સુણીને, જ્ઞાનસુધારસ પીજેજી ...૩

તીરથમાં વિમલાચલ ગિરિમાં, મેરુ મહીધર જેમજી,
મુનિવરમાંહી જિનવર મ્હોટા, પર્વ પજુસણ તેમજી;
અવસર પામી સાહમ્મિવચ્છલ્લ, બહુ પકવાન્ન વડાઈજી,
ખીમાવિજય જિન દેવી સિદ્ધાઈ, દિનદિન અધિક વડાઈજી ...૪

## પાંચમની થોય

શ્રીનેમિઃ પઞ્ચરુપ-ત્રિદશપતિ-કૃત-પ્રાજ્ય-જન્માભિષેક-
શ્ચંઞ્ચત્-પઞ્ચાક્ષ-મત્ત-દ્વિરદ-મદભિદા-પઞ્ચવક્ત્રોપમાનઃ
નિર્મુક્ત-પઞ્ચદેહાઃ પરમ-સુખમયઃ પ્રાસ્ત-કર્મ-પ્રપઞ્ચઃ,
કલ્યાણં પઞ્ચમી-સત્તપસિ વિતનુતાં પઞ્ચમ-જ્ઞાનવાન્ વઃ ૧

સંપ્રીણન્ સચ્ચકોરાન્ શિવતિલક-સમઃ કૌશિકા-નન્દમૂર્તિઃ,
પુણ્યાબ્ધિ-પ્રીતિદાયી સિતરુચિ-રિવ યઃ સ્વીય-ગોભિસ્તમાંસિ;
સાન્દ્રાણિ ધ્વંસમાનઃ સકલ-કુવલયોલ્લાસ-મુચ્ચૈશ્ચકાર,
જ્ઞાનં પુષ્યાજ્જિજનૌઘઃ સ તપસિ ભવિનાં પઞ્ચમી-વાસરસ્ય. ૨

પીત્વા નાનાભિધાર્થા-મૃતરસ-મસમં યાન્તિ યાસ્યન્તિ જગ્મુ-
ર્જીવા યસ્માદનેકે વિધિવદમરતાં પ્રાજ્ય-નિર્વાણપુર્યામ્;
યાત્વા દેવાધિદેવા-ગમ-દસમ-સુધા-કુણ્ડ-માનન્દહેતુ-
સ્તત્પઞ્ચમ્યાસ્તપસ્યુદ્યત-વિશદધિયાં ભાવિના-મસ્તુ નિત્યમ્. ૩

સ્વર્ણાલઙ્કાર-વલ્ગન્-મણિકિરણ-ગણ-ધ્વસ્ત-નિત્યાન્ધકારા,
હુઙ્કારારાવદૂરી - કૃત - સુકૃતિજન - વ્રાત - વિઘ્ન - પ્રચારા;
દેવી શ્રી અમ્બિકાખ્યા જિનવર-ચરણામ્ભોજ-ભૃઙ્ગી-સમાના,
પઞ્ચમ્યહ્નસ્તપોર્થં વિતરતુ કુશલં ધીમતાં સાવધાના. ૪

## ક્રોધની સજ્ઝાય

કડવાં ફળ છે ક્રોધના, જ્ઞાની એમ બોલે; રીસ તણો રસ જાણીયે, હળાહળ તોલે. **ક૦૧**
ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંયમ ફળ જાય, ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. **ક૦૨**
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ; શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશિયો નાગ. **ક૦૩**
આગ ઊઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે; જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પરજાળે. **ક૦૪**
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળનાણી, હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. **ક૦૫**
ઉદયરતન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી; કાયા કરજો નિર્મળી, ઉપશમરસે નાહી. **ક૦૬**

## આપ સ્વભાવની સજ્ઝાય

આપ સ્વભાવમાં રે, અવધૂ સદા મગનમેં રહના;
જગતજીવ હૈ કર્માધીના, અચરિજ કછુઅ ન લીના. **આ૦૧**

તુ નહીં કેરા, કોઈ નહીં તેરા, ક્યા કરે મેરા મેરા?
તેરા હૈ સો તેરી પાસે, અવર સબ અનેરા. **આ૦૨**

વપુ વિનાશી તું અવિનાશી, અબ હૈ ઇનકા વિલાસી;
વપુ-સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી. **આ૦૩**

રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઉનકું દૂર કરીસા, તબ તુમ જગકા ઈસા. **આ૦૪**

પારકી આશા સદા નિરાશા, એ હૈ જગજનપાશા;
વો કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. **આ૦૫**

કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઆ અપભ્રાજી;
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્ગલકી બાજી. **આ૦૬**

શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકું દૂર નિવારી, જીવ વરે શિવનારી. **આ૦૭**

## છઠ્ઠા આરાની સજ્ઝાય

છઠ્ઠો આરો એવો આવશે, જાણશે જિનવર દેવ;
પૃથ્વી પ્રલય થાશે, વરસસે વિરુઆ મેહ
**રે જીવ ! જિનધર્મ કીજીએ. ૧**

તાવડે ડુંગર તરડશે, વાએ ઊડી ઊડી જાય;
ત્યાં પ્રભુ ગૌતમ પૂછીઓ, પૃથ્વી બીજ કેમ થાય. **રે. જીવ ૨**

વૈતાઢ્યગિરિ ઠામેં શાશ્વતી, ગંગા સિંધુ નદી નામ;
તેને બે કેડે બેહુ ભેખડા, બહોંતેર બીલની ખાણ **રે. જીવ ૩**

સર્વે મનુષ્ય તિહાં રહેશે, મનખા કેરી ખાણ;
સોળ વર્ષનું આવખું, મુઢા હાથની કાય **રે. જીવ ૪**

છ વર્ષની સ્ત્રી ગર્ભ ધરે, દુઃખી મહાદુઃખી થાય;
રાત્રે ચરવા નીકળે, દિવસે બીલમાં જાય **રે. જીવ ૫**

સર્વે ભખી સર્વે માછલાં, મરી મરી દુર્ગતિ જાય;
નર નારી હોશે બહુ, દુર્ગંધી તસ કાય **રે. જીવ ૬**

પ્રભુ ! બાળની પેરે વિનવું, છઠ્ઠે આરે જન્મ નિવાર;
કાંતિવિજય કવિરાયનો, મેઘ ભણે સુખમાલ **રે. જીવ ૭**

## આઠ કર્મની સજ્ઝાય

પ્રભુજી મારા કર્મો લાગ્યા છે મારે કેડલે; ઘડીએ ઘડીએ આતમરાય મૂંઝાય રે. **પ્રભુજી. ૧**

જ્ઞાનાવરણીએ જ્ઞાન રોકીયું, દર્શનાવરણીએ કીધો દર્શન-ઘાત રે. **પ્ર.૨**

વેદની કર્મે વેદના મોકલી, મોહનીય કર્મે ખવરાવ્યો છે માર રે. **પ્ર.૩**

આયુ કર્મે રે તાણી બાંધીયો, નામ કર્મે નચાવ્યો છે નાચ રે. **પ્ર.૪**

ગોત્ર કર્મે બહુ રઝળાવીઓ, અંતરાય કર્મે આડો વાળ્યો આંક રે. **પ્ર.૫**

આઠે કર્મોનો રાજા મોહ છે, મૂંઝવે મને ચોવીસે કલાક રે. **પ્ર.૬**

આઠે કર્મોને જે વશ કરે, તેને ઘેરે હોશે મંગલ માળ રે. **પ્ર.૭**

આઠ કર્મોને જે જીતશે, તેનો હોશે મુક્તિપુરીમાં વાસ રે. **પ્ર.૮**

હીરવિજય ગુરુ હીરલો, પંડિત રત્નવિજય ગુણ ગાય રે. **પ્ર.૯**

## સ્વાર્થની સજ્ઝાય

જગત હૈ સ્વાર્થકા સાથી, સમજ લે કૌન હૈ અપના.
યે કાયા કાચકા કુંભા, નાહક તું દેખકે ફૂલતા,
પલકમેં ફૂટ જાવેગા, પતા જ્યું ડાલસે ગિરતા. **જગત.૧**

મનુષ્ય કી ઐસી જિંદગાની, અભી તું ચેત અભિમાની,
જીવનકા ક્યા ભરોસા હૈ ? કરી લે ધર્મકી કરની **જગત.૨**

ખજાના, માલને મિલકત, કયું કહેતાં મેરા મેરા તું?
ઈહાં સબ છોડ જાના હૈ, ન આવે સાથ કુછ તેરા. **જગત.૩**

કુટુંબ-પરિવાર-સુત-દારા, સુપન સમ દેખ જગ સારા,
નીકલ જબ હંસ જાવેગા, ઉસી દિન હૈ સભી ન્યારા. **જગત.૪**

તરે સંસાર સાગર કો, જપે જો નામ જિનવર કો,
કહે ખાંતિ વહી પ્રાણી, હટાવે કર્મ જંજીર કો. **જગત.૫**

## અઈમુત્તા મુનિની સજ્ઝાય

સંયમ રંગે રંગ્યું જીવન, નાનો રાજકુમાર, વંદો અઈમુત્તા અણગાર

ગૌતમ સ્વામી ગોચરી આવે, નાના બાળકને મન ભાવે
પ્રેમ થકી નિજ ઘર બોલાવે, ભાવ ધરી મોદક વહોરાવે.
મારે પણ ગૌતમ સમ થાવું, એમ કરે વિચાર.-વંદો૦ .૧

મનની ઈચ્છા પૂરણ કીધી, માત-પિતાની આજ્ઞા લીધી
રાજ તણી છોડીને ઋદ્ધિ, ગૌતમ પાસે દીક્ષા લીધી
રહે ઉમંગે ગુરુની સંગે, વહેતા સંયમ ભાર.-વંદો૦ .૨

તલાવડી જલની એક આવી, બાલમુનિને મન બહુ ભાવી
પાત્ર તણી નૌકા ખેલાવી, ગુરુને દેખી લજ્જા આવી
અણઘટતું કારજ તેં કીધું, પામ્યા ક્ષોભ અપાર - વંદો૦ .૩

સમવસરણમાં પ્રભુની સામે, ઈરિયાવહી પડિક્કમી પ્રમાણે
ચાર કર્મની ગતિ વિરામે, કેવલજ્ઞાન તિહાં મુનિ પામે
દેવ દેવી સહુ ઉત્સવ કરતા, વરતે જયજયકાર-વંદો૦ .૪

ક્ષણમાં સઘળાં કર્મ ખપાવ્યા, એવા અઈમુત્તા મુનિરાયા
ભવ્ય જીવોને બોધ પમાડી, અંતે મુક્તિપુરી સિધાવ્યા
યશોભદ્ર એ મુનિને વંદો, થાયે બેડો પાર..... વંદો૦ .૫

## સ્વાર્થની સજ્ઝાય

કેના રે સગપણ કેની રે માયા, જીવ રહ્યો છે લોભાઈ રે,
અથિર સંસારમાં કોઈ નથી તારું, સાચી ધર્મ સગાઈ રે. ... ૧

શ્રેણિક રાયને પિંજરે પૂર્યો, કોણિકે રાજ્ય લોભાઈ રે,
પુત્રે પિતાને અતિ દુઃખ દીધું, ક્યાં ગઈ પુત્ર સગાઈ રે. ...૨

ભરત બાહુબલી રાજ્યને માટે, માંડી મોટી લડાઈ રે,
ચક્ર મૂક્યું નિજ ભાઈની ઉપર, ક્યાં ગઈ ભ્રાતૃ સગાઈ રે. ...૩

મયણરેહા વશે મોહ્યો મણિરથ, માર્યો યુગબાહુ ભાઈ રે,
વિષય-કષાયમાં મસ્ત બનીને, ક્યાં ગઈ ભ્રાતૃ સગાઈ રે. ...૪

બ્રાહ્મણી નિજ પુત્રને વેચે, ધનને અર્થે લોભાઈ રે,
અમરકુમારને મારણ કાજે, ક્યાં ગઈ પુત્ર સગાઈ રે. ...૫

સૂરિકાન્તાએ પ્રદેશીને માર્યો, ગળે અંગૂઠો દબાઈ રે,
રાયપસેણિમાં ભગવંતે ભાખ્યું, ક્યાં ગઈ પત્ની સગાઈ રે. ...૬

શેઠાણી નિજ શેઠને નાખે, ઊંડા કૂવાની માંહી રે,
કર્મ તણી તમે જો જો વિચિત્રતા, ક્યાં ગઈ પત્ની સગાઈ રે. ...૭

ચુલણી માતા નિજ પુત્રને બાળે, લાખનું ઘર બનાઈ રે,
વિષયમાં અતિ લંપટ થઈને, ક્યાં ગઈ માતૃ સગાઈ રે. ...૮

કેની રે માતા ને કેના રે પિતા, કેના ભાઈ ભોજાઈ રે,
વિનયવિજય પંડિત એમ બોલે, સાચી ધર્મ સગાઈ રે. ...૯

## વૈરાગ્યની સજ્ઝાય

ઊંચા તે મંદિર માળીયાં, સોડ તાણીને સુતો;
કાઢો રે કાઢો એને સહુ કહે, જાણે જનમ્યો જ નહોતો.
એક રે દિવસ એવો આવશે ...૧

અબુધપણામાં રે હું રહ્યો, મન સબળોજી સાલે;
મંત્રી મળ્યા સર્વે કારમા, તેનું કાંઈ નવિ ચાલે ...૨

સાવ રે સોનાનાં સાંકળાં, પહેરણ નવ નવા વાઘાં,
ધોળું રે વસ્ત્ર એના કર્મનું, તે તો શોધવા લાગ્યા ...૩

ચરુ કઢાઈયા અતિ ઘણાં, બીજાનું નહી લેખું;
ખોખરી હાંડી એના કર્મની, તે તો આગળ દેખું ...૪

કેના છોરું કેના વાછરું, કેના માય ને બાપ;
અંતકાળે જાવું જીવને એકલું, સાથે પુણ્ય ને પાપ ...૫

સગી રે નારી એની કામિની, ઊભી ટગમગ જુવે;
તેનું પણ કાંઈ ચાલે નહી, બેઠી ધ્રુસકે રુવે ...૬

વહાલાં તે વહાલાં શું કરો, વહાલાં વોળાવી વળશે;
વહાલાં તે વન કેરાં લાકડાં, તે તો સાથે જ બળશે ...૭

નહિ ત્રાપો નહિ તુંબડી, નથી તરવાને આરો;
ઉદયરતન મુનિ ઈમ ભણે, પ્રભુજી પાર ઉતારો ...૮

## માનની સજ્ઝાય



રે જીવ માન ન કીજીયે, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહિ, તો કિમ સમકિત પાવે રે. રે જીવ...૧

સમકિત વિણ ચારિત્ર નહિ, ચારિત્ર વિણ નહિ મુક્તિ રે;
મુક્તિના છે સુખ શાશ્વતાં, તે કેમ લહિએ યુક્તિ રે. રે જીવ...૨

વિનય વડો સંસારમાં, જે ગુણમાંહે અધિકારી રે;
માને ગુણ જાયે ગળી, ચિત્ત જુઓ વિચારી રે. રે જીવ...૩

માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે;
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે. રે જીવ...૪

સૂકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટો રે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે. રે જીવ...૫

❑ ❑ ❑

# પદાર્થ વિભાગ

## પચ્ચક્ખાણ

### નવકારશીનું

ઉગ્ગએ સૂરે નમુક્કારસહિઅં મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઈ, (પચ્ચક્ખામિ) ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઈમં, સાઈમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરઈ. (વોસિરામિ)

(પચ્ચક્ખાણ પોતાને લેવાનું હોય તો ***પચ્ચક્ખાઈ*** અને ***વોસિરઈ*** ના સ્થાને અનુક્રમે ***પચ્ચક્ખામિ*** અને ***વોસિરામિ*** બોલવું.) ગુરુ ભગવંત પચ્ચક્ખાણ આપતા હોય તો તેઓ ***પચ્ચક્ખાઈ/વોસિરઈ*** બોલે ત્યારે આપણે ***પચ્ચક્ખામિ/વોસિરામિ*** બોલવું.

**નોંધ :** નવકારશીનું પચ્ચક્ખાણ સૂર્યોદય પૂર્વે લઈ લેવું જોઈએ. નવકારશી પચ્ચક્ખાણ કરનાર સૂર્યોદયથી ૪૮ મિનિટ સુધી કાંઈ વાપરી શકે નહીં. ત્યાર પછી નીચે બેસી, મુઠ્ઠી વાળીને પચ્ચક્ખાણ પારી (અથવા ૩ નવકાર ગણી) પછી જ વાપરી શકાય.

### ચોવિહાર–તિવિહાર–દુવિહારનું

દિવસચરિમં પચ્ચક્ખાઈ (પચ્ચક્ખામિ) ચઉવ્વિહંપિ આહારં (તિવિહંપિ આહારં દુવિહંપિ આહારં) અસણં, પાણં, ખાઈમં, સાઈમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરઈ. (વોસિરામિ)

**નોંધ :**

- આ પચ્ચક્ખાણ સૂર્યાસ્ત પૂર્વે કરવાનું છે. કારણસર પચ્ચક્ખાણ લેવામાં મોડું થાય તો સૂર્યાસ્તથી પચ્ચક્ખાણ લેતાં સુધી પાણી વિ. કંઈ વાપરવું નહીં.
- તિવિહારનું પચ્ચક્ખાણ જ કરવું હોય તો ***અસણં ખાઈમં સાઈમં*** બોલવું, પાણં ન બોલવું. તિવિહાર કર્યો હોય તે માત્ર પાણી વાપરી શકે, દવા વિ. ન વાપરી શકાય.
- કોઈ કારણસર દવા લેવી જરૂરી હોય તો દુવિહારનું પચ્ચક્ખાણ કરી શકાય. તેમાં ***અસણં ખાઈમં*** બોલવું, ***પાણં*** અને ***સાઈમં*** ન બોલવું. દુવિહાર કરનાર માત્ર દવા અને પાણી વાપરી શકે, દૂધ વિ. ન વપરાય તે ખ્યાલ રાખવો.

- દુવિહાર/તિવિહાર કરનારે પણ રાતના ૧ પ્રહર પછી (૯:૩૦ -૧૦ વાગ્યા પછી) કશું ન વાપરવું ઉચિત છે. છેલ્લે રાત્રે ૧૨ વાગ્યા પછી સવારના સૂર્યોદય સુધી તો કાંઈ ન જ વાપરી શકાય.

## મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાણ

મટ્ઠિસહિઅં પચ્ચક્ખાઈ અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરઈ.

**નોંધ :** જ્યારે ખાવું કે પીવું હોય ત્યારે પચ્ચક્ખાણ પારીને (ન આવડે તો બેસીને, મુટ્ઠી વાળીને, ત્રણ નવકાર ગણીને) ખાઈ-પી શકાય, ખાધા-પીધા પછી ફરીથી ઉપરનું પચ્ચક્ખાણ બે-હાથ જોડીને લેવું.

## ધારણા અભિગ્રહ પચ્ચક્ખાણ

ધારણા અભિગ્રહ પચ્ચક્ખાઈ (પચ્ચક્ખામિ)

અન્નત્થણાભોગેણં સહસાગારેણં

મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઈ (વોસિરામિ).

નોંધ : ***જે પણ અભિગ્રહ (નિયમ) લેવો હોય, તે આ પચ્ચક્ખાણથી લઈ શકાય.***

## પોરિસિ – સાઢ્ઢપોરિસિના પચ્ચક્ખાણ

ઉગ્ગએ સૂરે પોરિસિં સાઢ્ઢપોરિસિં મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઈ (પચ્ચક્ખામિ) ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઈમં, સાઈમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઈ (વોસિરામિ).

## આયંબિલ–નીવિ–એકાસણા–બેસણાનું પચ્ચક્ખાણ

ઉગ્ગએ સૂરે નમુક્કારસહિઅં પોરિસિં સાડ્ઢપોરિસિં સૂરે ઉગ્ગએ પુરિમઢ્ઢ મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઈ (પચ્ચક્ખામિ) ઉગ્ગએ સૂરે ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઈમં સાઈમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં આયંબિલં નીવિ વિગઈઓ પચ્ચક્ખાઈ (પચ્ચક્ખામિ) અન્નત્થણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહત્થ-સંસટ્ઠેણં ઉક્ખિત્તવિવેગેણં પડુચ્ચમક્ખિએણં પારિટ્ઠાયણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં એગાસણં બિયાસણં પચ્ચક્ખાઈ (પચ્ચક્ખામિ) તિવિહંપિ આહારં અસણં ખાઈમં સાઈમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં સાગારિયાગારેણં

આઉંટણપસારેણં ગુરુઅબ્ભુટ્ઠાણેણં પારિટ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં પાણસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહલેણ વા સસિત્થેણવા અસિત્થેણ વા વોસિરઈ (વોસિરામિ).

● ***આયંબિલના પચ્ચક્ખાણમાં પડુચ્ચમક્ખિએણં બોલવાનું નથી.***

## ચોવિહાર –તિવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ

સૂરે ઉગ્ગએ અબ્ભત્તટ્ઠં પચ્ચક્ખાઈ ચઉવ્વિહંપિ આહારં/તિવિહંપિ આહારં અસણં પાણં ખાઈમં સાઈમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પારિટ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણહાર પોરિસિં સાઢ્ઢપોરિસિં સૂરે ઉગ્ગએ પુરિમઢ્ઢ મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઈ અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહલેણ વા સસિત્થેણ વા અસિત્થેણ વા વોસિરઈ.

***નોંધ :- જો ચોવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ કરવું હોય તો પહેલું સવ્વસમાહિવત્તિઆગારેણં પદ બોલ્યા પછી વોસિરઈ બોલવું પણ પાણહારથી વોસિરઈ પાઠ ન બોલવો. બીજા વગેરે ઉપવાસમાં પાણહારનું પચ્ચક્ખાણ લેવા પાણહારથી વોસિરઈ પાઠ બોલવો.***

● ● ● ● ●

**છટ્ઠ કરવો હોય તેણે**

- પહેલા દિવસે છટ્ઠનું પચ્ચક્ખાણ લીધું હોય તો બીજે દિવસે સવારે પાણહાર પચ્ચક્ખાણ કરવું. પહેલા દિવસે ઉપવાસનું પચ્ચક્ખાણ લીધું હોય તો બીજા દિવસે ઉપવાસનું પચ્ચક્ખાણ કરવું, છટ્ઠનું નહીં. જે દિવસે છટ્ઠનું પચ્ચક્ખાણ લેવાય તે દિવસથી બે ઉપવાસ કરવા પડે.

**અટ્ઠમ કરવો હોય તેણે**

- પહેલા જ દિવસે અટ્ઠમનું પચ્ચક્ખાણ કર્યું હોય તો બીજે - ત્રીજે દિવસે પાણહાર પચ્ચક્ખાણ કરવું.
- પહેલા દિવસે છટ્ઠ નું પચ્ચક્ખાણ કર્યું હોય તો

  બીજા દિવસે પાણહારનું પચ્ચક્ખાણ કરાય અને ત્રીજા દિવસે ઉપવાસનું પચ્ચક્ખાણ કરાય અથવા

  બીજા દિવસે છટ્ઠનું પચ્ચકખાણ પણ કરી શકાય તો ત્રીજે દિવસે પાણહારનું પચ્ચક્ખાણ કરવું. આ રીતે આગળ પણ સમજવું.

- નવકારશીથી ઉપવાસ સુધીના સવારના બધા પચ્ચક્ખાણ, પાણી વાપરતાં પૂર્વે જ લેવાના છે, તે ખ્યાલ રાખવો. તેમ સાંજના દુવિહાર/તિવિહારનું પચ્ચક્ખાણ કરવું હોય તો સૂર્યાસ્ત પૂર્વે લેવું જોઈએ. સૂર્યાસ્ત પછી લેવાનું હોય તો, સૂર્યાસ્ત પછી પાણી વાપર્યા પહેલા લેવું જોઈએ. દેવસિ પ્રતિક્રમણ કરનારે તિવિહાર કરવો હોય તો સૂર્યાસ્ત પછી પ્રતિક્રમણ પૂર્વે પાણી વાપરવું નહીં.
- ઉપવાસના પચ્ચક્ખાણમાં ***અબ્ભત્તટ્ઠં*** પદના સ્થાને જેટલા ઉપવાસનું પચ્ચક્ખાણ લેવું હોય તેને બે વડે ગુણીને બે ઉમેરતા જે સંખ્યા આવે તે સંખ્યા બોલીને તેમાં ભત્તં શબ્દ ઉમેરીને બાકીનું ઉપવાસના પચ્ચક્ખાણ પ્રમાણે બોલવું.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **બે ઉપવાસ** | (૨ x ૨) | + | ૨ | = | ૬ | - | **છટ્ઠ ભત્તં** |
| **ત્રણ ઉપવાસ** | (૩ x ૨) | + | ૨ | = | ૮ | - | **અટ્ઠમ ભત્તં** |
| **ચાર ઉપવાસ** | (૪ x ૨) | + | ૨ | = | ૧૦ | - | **દશ ભત્તં** |
| **પાંચ ઉપવાસ** | (૫ x ૨) | + | ૨ | = | ૧૨ | - | **બારસ ભત્તં** |
| **છ ઉપવાસ** | (૬ x ૨) | + | ૨ | = | ૧૪ | - | **ચઉદસ ભત્તં** |
| **સાત ઉપવાસ** | (૭ x ૨) | + | ૨ | = | ૧૬ | - | **સોલસ ભત્તં** |
| **આઠ ઉપવાસ** | (૮ x ૨) | + | ૨ | = | ૧૮ | - | **અઠારસ ભત્તં** |
| **નવ ઉપવાસ** | (૯ x ૨) | + | ૨ | = | ૨૦ | - | **વીસ ભત્તં** |
| **દશ ઉપવાસ** | (૧૦ x ૨) | + | ૨ | = | ૨૨ | - | **બાવીસ ભત્તં** |
| **અગ્યાર ઉપવાસ** | (૧૧ x ૨) | + | ૨ | = | ૨૪ | - | **ચઉવીસ ભત્તં** |
| **બાર ઉપવાસ** | (૧૨ x ૨) | + | ૨ | = | ૨૬ | - | **છવીસ ભત્તં** |
| **તેર ઉપવાસ** | (૧૩ x ૨) | + | ૨ | = | ૨૮ | - | **અઠાવીસ ભત્તં** |
| **ચૌદ ઉપવાસ** | (૧૪ x ૨) | + | ૨ | = | ૩૦ | - | **ત્રીસ ભત્તં** |
| **પંદર ઉપવાસ** | (૧૫ x ૨) | + | ૨ | = | ૩૨ | - | **બત્રીસ ભત્તં** |
| **સોળ ઉપવાસ** | (૧૬ x ૨) | + | ૨ | = | ૩૪ | - | **ચોત્રીસ ભત્તં** |

**દા.ત.** અઠ્ઠાઈનું પચ્ચક્ખાણ લેવું હોય તો સૂરે ઉગ્ગએ ***અઠારસભત્તં*** પચ્ચક્ખાઈ... બોલવાનું છે.

* હાલમાં ૧૬ ઉપવાસથી વધુ પચ્ચક્ખાણ એક સાથે કરાતું નથી.

## ❁ પચ્ચક્ખાણ અંગે સમજણ ❁

❑ **નવકારશી** : સૂર્યોદય પછી ૪૮ મિનિટ સુધી કંઈ ખાવું / પીવું નહીં.

| | | |
|---|---|---|
| ❑ **પોરિસિ** | : | સૂર્યોદય પછી ૧ પ્રહર સુધી કંઈ ખાવું / પીવું નહીં. |
| ૧ પ્રહર | = | સૂર્યોદય થી સૂર્યાસ્ત સુધીના સમયનો ચોથો ભાગ. |
| ❑ **સાઢપોરિસિ** | : | સૂર્યોદય પછી દોઢ પ્રહર સુધી કંઈ ખાવું / પીવું નહીં |
| ❑ **પુરિમઢ** | : | સૂર્યોદય પછી બે પ્રહર સુધી કંઈ ખાવું / પીવું નહીં. |
| ❑ **અવઢ** | : | સૂર્યોદય પછી ત્રણ પ્રહર સુધી કંઈ ખાવું / પીવું નહીં. |
| ❑ **બિઆસણું** | : | દિવસમાં બે જ વાર, એક આસને બેસીને ખાવું. |
| ❑ **એકાસણું** | : | દિવસમાં ૧ જ વાર, એક આસને બેસીને ખાવું. |
| ❑ **નીવિ** | : | એકાસણું, પણ તેમાં છ એ વિગઈ, તૈલી દ્રવ્યો અને લીલોતરીનો ત્યાગ કરવો. |
| ❑ **આયંબિલ** | : | એકાસણું, તેમાં ૬ વિગઈ, તૈલી દ્રવ્યો, લીલોતરી ઉપરાંત મરચું વિ. મસાલાનો પણ ત્યાગ. |
| ❑ **તિવિહાર ઉપવાસ** | : | આખો દિવસ કંઈ ખાવું નહીં. |
| ❑ **ચોવિહાર ઉપવાસ** | : | આખો દિવસ કંઈ ખાવું કે પીવું નહીં... |

❑ બિઆસણાથી ઉપવાસમાં

- ઉકાળેલું પાણી જ પીવાય.
- સવારે નવકારશી પૂર્વે કશું ખવાય-પીવાય નહીં.
- સાંજે સૂર્યાસ્ત પછી પણ ખવાય-પીવાય નહીં.
- સચિત્ત વસ્તુનો સર્વથા ત્યાગ કરવો.
- પાણી પીધા પછી / પહેલું બેસણું કર્યા પછી ઊભા થતાં મુઠસી પચ્ચક્ખાણ લેવું.
- પછી પાણી પીવું હોય / બીજું બેસણું કરવું હોય ત્યારે મુઠસી પચ્ચક્ખાણ પારીને પીવું / બેસણું કરવા બેસવું.

❑ એકાસણું / આયંબિલ / નીવિ / બીજું બેસણું કરીને ઊભા થતી વખતે તિવિહારનું પચ્ચક્ખાણ લેવું.

❑ છેલ્લીવાર પાણી પી લીધા પછી પાણહારનું પચ્ચક્ખાણ લેવું.

❑ ઠામ ચોવિહાર એકાસણું / આયંબિલ : તેમાં પાણી પણ, એકાસણું / આયંબિલ કરતી વખતે જ પી શકાય. પહેલા / પછી ન પીવાય. એકાસણું / આયંબિલ કરીને ઊભા થતી વખતે, ચોવિહારનું પચ્ચક્ખાણ કરવું. સાંજે પણ ચોવિહારનું

પચ્ચક્ખાણ કરવું.

- ❑ ઠામ ચોવિહારના પચ્ચક્ખાણ માટે, એકાસણું / આયંબિલના પચ્ચક્ખાણમાં, એગાસણં પચ્ચક્ખાઈ પછી ***'તિવિહંપિ આહારં અસણં ખાઈમં સાઈમં'*** ના બદલે ***'ચઉવ્વિહંપિ આહારં, અસણં પાણં ખાઈમં સાઈમં'*** બોલવું.
- ❑ **ચોથભત્ત :–** જે ઉપવાસની આગળના અને પછીના દિવસે એકાસણું હોય તેને ચોથભત્ત કહેવાય. તેનું પચ્ચક્ખાણ ઉપવાસની જેમ છે. તેમાં અબ્ભત્તટ્ઠંના સ્થાને 'ચઉત્થભત્તં' બોલવું.
- ❑ એકાસણું વિ. કરવા બેઠા પછી આસન–બેસવાનો શરીરનો ભાગ હલાવી શકાય નહીં. હાથ–મોઢું વિ. હલાવી શકાય. પગ પણ હલાવવા ન જોઈએ.
- ❑ **એકલઠાણું :** ઠામ ચોવિહાર એકાસણું, ઉપરાંત તેમાં જમતી વખતે ખોરાકને મોઢા સુધી લઈ જવા એક હાથ અને ચાવવા માટે મોઢું સિવાય કંઈ હલાવવું નહીં. તેના પચ્ચક્ખાણમાં આઉંટણપસારેણં આગાર નથી.
- ❑ ઉપધાનમાં નીવિમાં નીવિયાતા મેવો, તૈલી દ્રવ્યો વગેરે વપરાય છે; પણ ઉપધાન વિના નીવિમાં તે બધું વાપરી શકાતું નથી... તેથી તેને 'લુખ્ખી નીવિ' કહેવાય છે.

## પચ્ચક્ખાણના આગારો

૧. **અન્નત્થણાભોગેણં :** ભૂલી જવાથી પચ્ચક્ખાણ ભાંગી જાય તે. યાદ રાખવાની કોશિશ જ ન કરે / વારંવાર ભૂલી જવાય તે ન ચાલે. ઉપયોગ રાખવા છતાં ક્યારેક ભૂલી જવાય તે આગાર ગણાય. ખબર પડ્યા પછી / યાદ આવ્યા પછી છોડી દેવું જોઈએ, મોઢામાં હોય તે થૂંકી નાખવું જોઈએ.

૨. **સહસાગારેણં :** અચાનક કાંઈક બની જવાથી પચ્ચક્ખાણ ભાંગી જાય તે. જેમ કે અચાનક વરસાદ પડે અને પાણી મોઢામાં જાય.

૩. **મહત્તરાગારેણં :** સંઘનું અતિ મહત્ત્વનું કાર્ય આવી પડતાં પચ્ચક્ખાણ ભાંગવું પડે તે.

૪. **સવ્વસમાહિવત્તિયાગારેણં :** પોતાની અને બીજાની સમાધિ માટે પચ્ચક્ખાણ ભાંગવું પડે તે.

આ ચાર આગાર લગભગ બધા પચ્ચક્ખાણોમાં હોય છે.

પ્રતિજ્ઞા તોડવામાં બહુ મોટું પાપ લાગે છે. પણ કેટલીકવાર એવી પરિસ્થિતિ ઊભી થઈ જાય કે પ્રતિજ્ઞા તોડવી જરૂરી હોય / પાળી શકાય તેમ જ ન હોય, ત્યારે

શાસ્ત્રકારોએ પહેલેથી જ એવી છૂટ પચ્ચક્ખાણમાં આપી છે, તેને આગાર કહેવાય છે. જોકે આવી છૂટ જાતે લેવાની નથી. ગુરુ ભગવંતની રજા લેવી જોઈએ.

## ચાર પ્રકારના આહાર

**૧. અશન** : ખોરાક... રોટલી, ભાત વિ... જે પેટ ભરવા ખવાય તે.

**૨. પાન** : પાણી. જે તરસ છીપાવે તે.

**૩. ખાદિમ** : ફળ વિ. જેમાં સ્વાદ પણ હોય, થોડું પેટ પણ ભરાય તે.

**૪. સ્વાદિમ** : માત્ર સ્વાદ માટે ખવાય તે મસાલા, મુખવાસ વિ....

## ચાર મહાવિગઈ

- **મધ** : કેટલી બધી મધમાખીને મારીને મધ મળે છે. આવું મધ તો શી રીતે ખવાય?
- **મદિરા (દારૂ)** : સડેલી વસ્તુઓમાંથી બને. વળી પીધા પછી ભાન ભૂલાવે. તેવો દારૂ ન જ પીવાય.
- **માંસ** : જીવોને મારીને મેળવાતું માંસ કોણ સજ્જન માણસ ખાય ?
- **માખણ** : છાસથી છૂટું પડતાં જ માખણમાં અસંખ્ય જીવો ઉત્પન્ન થાય છે. એટલે માખણ ક્યારેય ન ખાવું.

આ ચાર મહાવિગઈ ખાનાર, મહાપાપી ગણાય છે. તેને જિંદગીભર છોડી દેવી જોઈએ.

## છ વિગઈ

જે મનમાં વિકાર – ખરાબ વિચાર પેદા કરે તેને વિગઈ કહેવાય.

| | |
|---|---|
| ૧. દૂધ | ૪. તેલ |
| ૨. દહીં | ૫. ગોળ |
| ૩. ઘી | ૬. પકવાન્ન – ઘી / તેલમાં તળેલી વસ્તુ |

આ ૬ વિગઈ છે. તેમાંથી બનેલી વસ્તુઓ પણ વિગઈ જ ગણાય, જેમ કે દૂધમાંથી દૂધપાક વિ. આયંબિલમાં આ ૬ એ વિગઈનો સંપૂર્ણ ત્યાગ કરવાનો છે. રોજ યથાશક્તિ ૧ – ૨ વિગઈનો ત્યાગ કરવો જોઈએ.

# ચૌદ નિયમ

ગાથા : સચિત્ત દવ્વ વિગઈ વાણહ તંબોલ વત્થ કુસુમેસુ
વાહણ સયણ વિલેવણ બંભ દિસિ ણ્હાણ ભત્તેસુ.

| | ટૂંક સમજણ | | દિવસે | રાત્રે | |
|---|---|---|---|---|---|
| સચિત્ત | કાચું પાણી, મીઠું, શાકભાજી, વિ. | સંખ્યા | | | થી વધુ નહીં |
| દ્રવ્ય | દૂધ, ચા, ખાખરો, રોટલી, દાળ, ભાત, શાક | સંખ્યા | | | થી વધુ નહીં |
| વિગઈ | દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ, પકવાન્ન | કાચી | | | નો ત્યાગ |
| | | મૂળથી | | | નો ત્યાગ |
| પગરખાં | ચંપલ, બૂટ, સેન્ડલ, સ્લીપર, મોજા | જોડી | | | થી વધુ નહીં |
| મુખવાસ | વરીયાળી, સોપારી, પાન, મસાલા વિ. | ગ્રામ | | | થી વધુ નહીં |
| વસ્ત્ર | શર્ટ, પેન્ટ, ટુવાલ, રુમાલ, સાડી, ચાદર, નેપકીન, ટોપી વિ. | સંખ્યા | | | થી વધુ નહીં |
| સૂંઘવાનું | ફૂલ, અત્તર, સેન્ટ, છીકણી, ઈન્હેલર, કેરી વિ. | ગ્રામ | | | થી વધુ નહીં |
| વાહન | સ્કૂટર, કાર, બસ, ટ્રેન, રિક્ષા, લિફ્ટ વિ. | સંખ્યા | | | થી વધુ નહીં |
| સૂવા-બેસવાના | ખુરશી, સોફા, ગાદલું, ઓશીકું, આસન, જાજમ વિ. | સંખ્યા | | | થી વધુ નહીં |
| વિલેપન | સાબુ, તેલ, ક્રીમ, શેમ્પુ, બામ વિ. | ગ્રામ | | | થી વધુ નહીં |
| બ્રહ્મચર્ય | | | | | |
| દિશા | ચારે દિશામાં તથા ઉપર - નીચે | કિ.મી. | | | ની બહાર નહીં |
| સ્નાન | ન્હાવું, હાથ-પગ-મોં ધોવા | સંખ્યા | | | થી વધુ નહીં |
| ભાત-પાણી | બધો જ ખોરાક થઈને | ગ્રામ | | | થી વધુ નહીં |
| પૃથ્વીકાય | માટી, મીઠું, ચૂનો, પથ્થર, હીરા, ધાતુ વિ. | સંખ્યા/વજન | | | થી વધુ નહીં |
| અપ્કાય | પાણી | બાલદી/લિટર | | | થી વધુ નહીં |
| તેઉકાય | ચૂલા, લાઈટ, ઈસ્ત્રી, ફોન, ટી.વી., રેડિયો, પંખો | સંખ્યા | | | થી વધુ નહીં |
| | વીજળીના સાધનો, મોબાઇલ | | | | |
| વાઉકાય | પંખો, કૂલર, કોમ્પ્યુટર, એ.સી. હીંચકો, ચગડોળ વિ. | સંખ્યા | | | થી વધુ નહીં |
| વનસ્પતિકાય | ફળ, શાકભાજી, પાંદડા, ઔષધિ વિ. | ગ્રામ | | | થી વધુ નહીં |
| ત્રસકાય | નિરપરાધી ત્રસ જીવોને નિષ્કારણ જાણી જોઈને ન મારવા | | | | |
| અસિ | ચપ્પુ, કાતર, સૂડી, સોય, ટાંકણી, સ્ટેપલર | સંખ્યા | | | થી વધુ નહીં |
| | નેઈલકટર, હથોડી, ડ્રીલ વિ. | | | | |
| મસિ | પેન, પેન્સિલ, પ્રિન્ટર, ટાઈપરાઈટર વિ. | સંખ્યા | | | થી વધુ નહીં |
| કૃષિ | કોશ, કુહાડા, પાવડા વિ. | સંખ્યા | | | થી વધુ નહીં |

## ꩜ પચ્ચક્ખાણ ꩜

દેસાવગાસિઅં ઉવભોગં પચ્ચક્ખામિ અન્નત્થણાભોગેણં સહસાગારેણં
મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ

## ચૌદ નિયમ રોજ ધારવાથી જગતના અનંતાનંત પ્રકારના પાપોથી બચી જવાય છે.

## વિસ્તૃત સમજણ

૧ **સચિત્ત :**

જેમાં જીવ હોય તે સચિત્ત છે. (૧) ઉકાળ્યા વિનાનું કાચું પાણી, બરફ (૨) પૂરા સીઝ્યાં વિનાના કે કાચા શાકભાજી, કોથમીર, લીંબુ, મરચાં, દાતણ વિ. (૩) કાચું મીઠું (૪) કાચાં ફળો (૫) વાસી શરબત - કોલ્ડ ડ્રીંક, આઈસ્ક્રીમ (૬) વાસી નરમ મિઠાઈ / ફરસાણ, ખોરાક (૭) દ્વિદળ (૮) બે રાત જુનું દહીં. વિ સચિત્ત છે. (૧ થી ૪ એકેન્દ્રિય જીવો છે. ૫ થી ૮ માં ત્રસ જીવોની ઉત્પત્તિ થાય છે તેથી સંસક્ત છે.)

૨ **દ્રવ્ય :**

જેના નામ અને સ્વાદ જુદા હોય તે જુદા દ્રવ્ય ગણાય. જેમ કે દૂધ, ઉકાળો, રોટલી વિ. જુદાં જુદાં શાક જુદાં દ્રવ્ય ગણાય. ચટણી, મુખવાસ વિ. જુદાં દ્રવ્ય બને. ચાર-પાંચ વસ્તુ ભેગી કરીને બનાવાયેલ એક શાક કે એક શરબત વિ. એક દ્રવ્ય ગણાય.

૩ **વિગઈ :**

ઘી/તેલમાં તળેલ વસ્તુ એ કડાવિગઈ / પકવાન્ન ગણાય છે. જો વિગઈનો મૂળથી ત્યાગ કરે તો તેમાંથી બનેલ ચીજવસ્તુ પણ ન વપરાય. દા.ત.: મૂળથી દૂધ ત્યાગે તો ચા, ઉકાળો, માવો, બંગાળી મિઠાઈ વિ. કશું ન વપરાય. ઘી મૂળથી ત્યાગે તો ઘીની મીઠાઈ ન વપરાય. કાચી વિગઈનો ત્યાગ કરે તેને તેમાંથી બનેલ વસ્તુ વપરાય. દા.ત.: કાચુ દૂધ ત્યાગે તે ચા વિ. વાપરી શકે. રોજ ઓછામાં ઓછી ૧ વિગઈનો ત્યાગ કરવો જોઈએ.

૪ **પગરખાં** : પગમાં પહેરવાની સર્વ ચીજો ગણવાની છે.

૫ **મુખવાસ** : સ્પષ્ટ છે.

| | | | |
|---|---|---|---|
| ૬ | **વસ્ત્ર** | : | શરીર પર પહેરવા, ઓઢવા, લૂછવા વિ. ઉપયોગમાં લેવાના સર્વ વસ્ત્રોની ગણતરી કરવાની. |
| ૭ | **સૂંઘવાનું** | : | જણાવેલ સૂંઘવાના દ્રવ્યો ઉપરાંત ફળ, શાકભાજી, ઘી, બામ વિ. પણ સૂંઘવામાં આવે તો ગણાઈ જાય. દા.ત. ઘીનો ડબો સૂંઘીએ તો ૧૫/૧૬ કિલો ગણાય. આંગળીમાં લઈને સૂંઘવાથી ૨/૫ ગ્રામ જ આવે. |
| ૮ | **વાહન** | : | પોતે બેસવાના વાહનોની ધારણા કરવાની છે. |
| ૯ | **સૂવા-બેસવાના આસન** | : | જેટલી જુદી જુદી વસ્તુ પર બેસો તે જુદી ગણાય. જમીન પર સીધા બેસો તો જેટલી વાર બેસો તેટલા જુદી ગણાય. |
| ૧૦ | **વિલેપન** | : | શરીર પર લગાડવાની બધી જ વસ્તુ ગણાય. |
| ૧૧ | **બ્રહ્મચર્ય** | : | સંપૂર્ણ પાલન / પરસ્ત્રી વિ. નો ત્યાગ / સ્વસ્ત્રીની સાથે મર્યાદા / પરિમાણ રાખવા. |
| ૧૨ | **દિશા** | : | સુગમતા માટે શહેર / રાજ્યની મર્યાદા પણ કરી શકાય. દા.ત. અમદાવાદની બહાર ન જવું / ગુજરાત-મહારાષ્ટ્રની બહાર ન જવું. સામાન્યથી તો તે ક્ષેત્રની બહાર વસ્તુ / વ્યક્તિ મોકલાય નહીં /મંગાવાય નહીં / સંદેશ વ્યવહાર-ફોન ટપાલ વિ. પણ ન કરાય. પણ છતાં તે શક્ય ન હોય તો સ્વયં ન જવાનો અભિગ્રહ કરવો. |
| ૧૩ | **સ્નાન** | : | સ્પષ્ટ છે. |
| ૧૪ | **ભાત-પાણી** | : | સ્પષ્ટ છે. |

### પૃથ્વીકાય વિ. કોઈપણરીતે સાક્ષાત્ ઉપયોગમાં લેવાતા ગણવાના છે.

**પૃથ્વીકાય** : સામાન્યથી શુદ્ધ ધાતુ, હીરા, ખાણમાંથી ઘણા વખતથી નીકળેલા પથ્થર વિ. અચિત્ત હોવાથી ગણવાના નથી. મુખ્યત્વે તાજી ખોદેલી માટી, મીઠું વિ. ગણવા.

**અપ્કાય** : નહાવા, ધોવા, પીવા વિ. બધા ઉપયોગનું પાણી ગણવું. નદી/સ્વીમીંગ પુલમાં ન્હાય તો બધું પાણી ગણાય. નદીમાં કપડા

ધુએ તો પણ બધું પાણી ગણાય. નદી વિ. માં ચાલે તો પણ બધું પાણી ગણાય. તેવા અવસરે વિચારીને, તેની જયણા રાખીને ધારણા કરવી. હોડી / વહાણમાં જવાના અવસરે પણ તેની જયણાપૂર્વક ધારણા કરવી.

**તેઉકાય** : અગ્નિ ઉપરાંત વીજળીના જેટલા ઉપકરણોનો ઉપયોગ કરીએ / કરાવીએ / બીજાએ કરેલા વાપરીએ, ફોન, કોમ્પ્યુટર, ટીવી વિ. સાધનો, તે બધા તેઉકાય ગણાય. તેથી ઉપયોગપૂર્વક ધારણા કરવી.

**વાઉકાય** : પોતે ચાલુ કરેલા / કરાવેલા / વાપરેલા પંખા વિ. ગણવા.

**વનસ્પતિકાય** : પોતે સુધારે, રાંધે, ઘાસ વિ. પર ચાલે, વાપરે તે બધા ગણવાના છે.

**અસિ** : સર્વ પ્રકારનાં શસ્ત્રો ગણવા.

**મસિ** : લખવાનાં સાધનો ગણવા.

**કૃષિ** : ખેતીનાં સાધનો ગણવા.

**ત્રસકાય** : ત્રસ એટલે હાલતાં ચાલતાં જીવો - કીડી, મંકોડાથી લઈને કૂતરાં, બળદ વિ. બધાં જ. તેમને કારણ વિના, જાણી જોઈને (માત્ર ગમ્મત કે મશ્કરી ખાતર) મારવા નહીં. (સ્વરક્ષણ વિ. કારણે જયણા સમજવી.)

## સામાન્ય સૂચના

- જેટલો વધુ સંક્ષેપ કરીએ તે લાભમાં છે. દા.ત. ૫ દ્રવ્યના નિયમ કરતાં નામ સાથે (રોટલી, દાળ, ભાત, શાક, દૂધ) ૫ દ્રવ્યનો નિયમ વધુ લાભમાં છે.
- જ્યાં સંખ્યા છે ત્યાં સંખ્યા, વજન છે ત્યાં વજનથી ધારવું. બંનેથી પણ ધારી શકાય, તેમાં વધુ સંક્ષેપથી વધુ લાભ થાય. દા.ત. વધુમાં વધુ ૫ જાતના મુખવાસ વધુમાં વધુ કુલ ૧૦૦ ગ્રામથી વધુ ન વાપરવા.
- જ્યાં ગણતરી અસંભવિત હોય ત્યાં તેની જયણા રાખીને બાકીનું ધારવું. દા.ત. ઘરમાં જમીન પર વારંવાર બેસવાનું થાય, તેની ગણતરી સંભવિત ન હોય, તો આખા ઘરની દરેક રૂમોનું ૧ - ૧ આસન ગણીને તે મુજબ ધારણા કરવી.
- સૂર્યોદયથી સૂર્યાસ્ત અને સૂર્યાસ્તથી સૂર્યોદય એમ દિવસ-રાતનાં જૂદા ધારવા.

# ગોચરી વહોરાવવા વિષે સમજણ

- સમય થતા મહારાજ સાહેબને બોલાવવા જવું જોઈએ.
- મહારાજ સાહેબની પાછળ ચાલવું.
- કોઈ પણ ઘરે 'બેલ' વગાડવી નહીં. દરવાજો ખખડાવી શકાય.
- ઘરે મહાત્મા પધારે તો તરત બધા કામ પડતાં મૂકી ઊભા થવું જોઈએ, અને 'પધારો' એમ હર્ષ અને વિનય સાથે કહેવું જોઈએ.
- મહારાજ સાહેબ આવતા હોય તેના માટે કે આવે ત્યારે લાઈટ, પંખો વિ. ચાલુ હોય તેને બંધ કરવા નહિ. આપણા માટે જે લાઈટ-પંખા ચાલુ હોય તેનું પાપ મહારાજ સાહેબને ન લાગે.
- કોઈ પણ સચિત્ત વસ્તુ-ફળ-શાકભાજી-અનાજના દાણાં-કાચું પાણી વિ... ને અડવું નહીં. હાથ ધોવા નહીં.
- ઘરમાં જેટલી વસ્તુ વહોરાવી શકાય તેવી હોય તે બધાની વિનંતી કરવી. ગોચરી, પાણી ઉપરાંત સાબુ, કાપડ વિ. ની પણ વિનંતી કરી શકાય.
- આગ્રહ કરવો પણ જિદ્દ કે દુરાગ્રહ ન કરવો. પાતરા પકડી લેવા, પરાણે નાખવું વિ. અવિવેક છે.
- ઢોળાય નહીં તે રીતે કાળજીપૂર્વક વહોરાવવું.
- ગેસ ચાલુ હોય તે બંધ ન કરવા.
- ગરમ વસ્તુને ફૂંક ન મારવી.
- પોતું કરેલું હોય તો પોતાની મેળે સૂકાવા દેવું. પંખો ચાલુ ન કરવો કે લૂછવું નહીં. મહારાજ સાહેબ ૧ - ૨ ઘરે જઈને આવે ત્યાં સુધીમાં સૂકાઈ જાય તો લાભ મળી શકે.
- દરવાજા એવા સજ્જડ બંધ ન રાખવા કે મહારાજ સાહેબ આવે, દરવાજો ખખડાવે, તેની ખબર પણ ન પડે.
- મહારાજ સાહેબના આવવાના સમયે ટી.વી. વિ. ચાલુ જ ન હોય તે ખૂબ સારું.

## ભક્ષ્યાભક્ષ્ય

### ૧. વાસી પદાર્થો

જે વસ્તુમાં પાણીનો અંશ રહ્યો હોય, કડક શેકાઈ કે તળાઈ ન હોય, નરમ કે પોચી હોય, તેવી વસ્તુમાં બીજે દિવસે અસંખ્ય બેઈન્દ્રિય જીવોની ઉત્પત્તિ થાય છે. તેને ખાવાથી આ અસંખ્ય જીવોની હિંસાનો દોષ લાગે છે, માટે તેવી વસ્તુઓ અભક્ષ્ય છે.

## ❁ બીજે દિવસે વાસી થતી વસ્તુઓ ❁

- કાચો માવો, જે લાલ-કડક ન શેકાયો હોય કે જેમાં ચાસણી કાચી રહી હોય.
- કાચા માવાની મીઠાઈઓ - બરફી, પેંડા.. વિ.
- ત્રણ તારની ચાસણીમાં બનેલ મીઠાઈ જ બીજે દિવસે ખપે એટલે કાચી ચાસણીમાં બનેલ બધી જ મીઠાઈઓ જેમકે જલેબી, ગુલાબજાંબુ, ઘેબર વિ.
- બુંદી, બુંદીના લાડુ કે ટોપરાપાક પણ કાચી ચાસણીના નરમ હોય તો
- દૂધની મલાઈ, પનીર ● દૂધી કે ટોપરાનો હલવો
- બધી જ બંગાળી મીઠાઈઓ. ● કાચી ચાસણીમાં બનેલા શરબત
- એસેન્સ અને ઉપર એસેન્સ છાંટ્યું હોય તેવી મીઠાઈઓ
- શ્રીખંડ-નરમ પુરી, વડા-ચટણી-કાચી ચાસણીના / નરમ અથાણા
- નરમ બિસ્કીટ - શેકેલો પાપડ - ટમેટાનો સોસ-પાંઉ (બ્રેડ)
- કેરીનો રસ ● ઘીમાં નહી શેકેલું ચૂરમું અને તેવા ચૂરમાંનો લાડવો.
- રાતના પલાળેલાં કઠોળ ● રાતે બનાવેલ રસોઈ
- રાતે આથો નાખ્યો હોય તેવા ઈડલી, ઢોકળા, જલેબી વિ...
- ઠંડા પીણા (કોલ્ડ ડ્રિંક્સ) ● સુધારેલાં ફળ / શાકભાજી
- શેરડીનો રસ બે પ્રહર પછી અભક્ષ્ય છે. (એક પ્રહર = દિવસનો ચોથો ભાગ)

**ધ્યાન રાખો :-**

- વધેલી રોટલી તે જ દિવસે શેકી નાખવી જોઈએ. બીજે દિવસે રાખવાથી બેઈન્દ્રિય જીવોની હિંસા થાય છે.
- ચૂરમાના લાડવા-મૂઠિયા તળી ચૂરમું કર્યા પછી ઘીમાં શેકીને બનાવ્યા હોય તો જ બીજે દિવસે ભક્ષ્ય છે. જો શેક્યા વિના જ ચૂરમાંમાં ઘી-સાકર ભેળવી દીધા હોય તો બીજે દિવસે વાસી થાય.
- દહીંમાં સાકર નાખીને રાત રાખી મૂકીને બીજે દિવસે બનાવેલો શ્રીખંડ વાપરવો ન જોઈએ.

## ❁ ૧ દિવસથી વધુ ટકતા પદાર્થો ❁

- દૂધમાં મેળવણ નાખ્યા પછી બે રાત વાસી ન થાય... દા.ત. સોમવારે મેળવણ નાખ્યું હોય તો બુધવારના સૂર્યોદય સુધી ખપે. (મંગળવારની રાત્રે ખાવાનું નથી પણ તે બુધવારના સૂર્યોદય સુધી વાસી થતું નથી એ બરાબર સમજવું)

- પાણી નાખ્યા વિના માત્ર દહીંથી બનાવેલી વસ્તુઓ થેપલા-વડાં વિ. પણ બે રાત વાસી ન થાય. દા.ત. ઉપરોક્ત દહીંમાંથી મંગળવારે થેપલા બનાવ્યા હોય તો બુધવારે વાસી ન થાય, ગુરુવારે વાસી થાય.
- કાચી કેરી, લીંબુથી બનાવેલા ખાટા અથાણાં, જેમાં પાણી, મેથી, લોટ, દાળીયા વિ. ન નાખ્યા હોય તો તે પણ ત્રણ દિવસ ખપે. દા.ત. સોમવારે બનાવેલ તેવું અથાણું બુધવાર સુધી વાસી ન થાય, ગુરુવારે વાસી થાય.
- સવારે મેળવેલું દહીં, જામી ગયા પછી વાપરી શકાય છે.
- દહીં છાસમાં નાખેલા ભાત બીજા દિવસે ખપે છે. પણ... (૧) દહીંનો કાળ ન પહોંચ્યો હોય તો અને (૨) ભાતનો દાણો છૂટો-છૂટો થઈ જાય તે રીતે નાખ્યાં હોય તો.

## ૨ રાતથી વધુ ટકતા પદાર્થો

કડક શેકાયેલી / તળાયેલી વસ્તુઓ - ખાખરા, પૂરી, મીઠાઈ, ફરસાણ વિ.

**ઋતુ અનુસાર :-**

| | | |
|---|---|---|
| કારતક સુદ ૧૫ થી ફાગણ સુદ ૧૪ | - | ૩૦ દિવસ ભક્ષ્ય. |
| ફાગણ સુદ ૧૫ થી અષાઢ સુદ ૧૪ | - | ૨૦ દિવસ ભક્ષ્ય |
| અષાઢ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ | - | ૧૫ દિવસ ભક્ષ્ય. |

(જે દિવસે બનાવ્યું હોય તે દિવસ પણ ગણી લેવો.)

**ધ્યાન રાખો :**

- લોટ પણ એટલો કાળ જ ભક્ષ્ય ગણાય છે.
- બતાવેલ કાળ પૂર્વે પણ તેનો સ્વાદ બદલાઈ જાય, વાસ આવે કે ફૂગ લાગી જાય તો અભક્ષ્ય છે.
- બજારનાં તૈયાર લોટ-બેસન, મેંદો, રવો વિ... નો કાળ પૂરો થઈ ગયો હોય તેવી પૂરી સંભાવના છે - તેથી અભક્ષ્ય ગણાય.

## લાંબો કાળ ટકતા પદાર્થો

- અનાજ, કઠોળ, દાળ, તેલ, ઘી, સાકર, ગોળ, મસાલા વિ...
- બરાબર સૂકાયેલા પાપડ, ખીચીયા, વડી વિ...
- પાકી ચાસણીમાં બનાવેલ અથાણાં, ચ્યવનપ્રાસ, ગુલકંદ વિ...
- કડક સૂકવીને બનેલા અથાણા...

આ વસ્તુઓ જયાં સુધી બગડે નહીં, જીવોત્પત્તિ ન થાય ત્યાં સુધી ભક્ષ્ય છે.

**ધ્યાન રાખો :–**

- ચોમાસામાં પાપડ પર ન દેખાતી સૂક્ષ્મ નિગોદ / ફૂગ ઉત્પન્ન થતી હોવાથી અભક્ષ્ય છે. તે દિવસે બનાવેલા પાપડ તે દિવસે ખપે...

## અથાણાં

- જેમાં પાણી હોય, મેથી / લોટ નાખ્યો હોય કે કોઈ ખટાશ ન હોય તેવા અથાણાં બીજે દિવસે વાસી થાય.
- કાચા કેરી કે લીંબુની ખટાશવાળા અથાણાં, લોટ/મેથી/પાણી કંઈ ન નાખ્યું હોય તો ત્રણ દિવસ ખપે.
- કાચી કેરી, મરચા કે ગુંદા વિ. થી બનાવેલ અથાણું તડકામાં કડક (તોડતા અવાજ આવે તેવું) સૂકવીને પછી તેલ વિ. નાખીને બનાવ્યું હોય તો લાંબો કાળ ભક્ષ્ય છે. બરાબર સૂકવ્યું ન હોય – નરમ કે ભેજવાળું હોય તો વાસી થાય.
- ચૂલાપર કે તડકામાં સૂકવીને કરાયેલા કેરીના ગળ્યાં અથાણાં, છુંદા કે મુરબ્બામાં ચાસણી ત્રણ તારની થાય તો લાંબો કાળ ભક્ષ્ય રહે. ચાસણી કાચી રહે તો અભક્ષ્ય થાય.

## ૨. ઋતુ અનુસાર અભક્ષ્ય થતી વસ્તુઓ

- ફાગણ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ – આ ૮ મહિના બધી જ ભાજી, કોથમીર, ફૂદીનો, પત્તરવેલના પાન, ખજૂર, ખારેક, ઓસાવ્યા વિનાના તલ, ફાગણ સુદ ૧૪ પછી પીલાયેલું તલનું તેલ અભક્ષ્ય છે.
- આર્દ્રા નક્ષત્રમાં સૂર્યના પ્રવેશથી (જે પ્રાય : ૨૧/૨૨/૨૩ જૂને થતો હોય છે.) (કાચી કે પાકી) કેરી, રાયણ વિ. અભક્ષ્ય છે. જે લગભગ કારતક સુદ ૧૪ સુધી અભક્ષ્ય રહે છે.
- બદામ સિવાયનો મેવો કેટલાકના મતે ફાગણ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ – ૮ મહિના અને કેટલાકના મતે અષાઢ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ – ૪ મહિના અભક્ષ્ય છે.

**ધ્યાનમાં રાખો :–**

- ફાગણ સુદ ૧૪ પૂર્વે તલને ગરમ પાણીમાં ઓસાવ્યા હોય તો ફાગણ સુદ ૧૪ પછી પણ ખપે.
- તેમ ફાગણ સુદ ૧૪ પૂર્વે કાઢેલ તલનું તેલ ફાગણ સુદ ૧૪ પછી પણ ખપે.

- અષાઢ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ - આ ચાર મહિના ફોડેલી બદામ, કાચલીથી છૂટો પડેલો સૂકો ટોપરાનો ગોળો અભક્ષ્ય છે. તે દિવસે ફોડેલ બદામ તે જ દિવસે ખપે. ફોડયા પછી તે જ દિવસે ઘીમાં શેકેલી હોય તો ૧૫ દિ. ખપે.

આખા સૂકા ટોપરાના ગોળાની ફાટમાં પણ નિગોદની ઉત્પત્તિ થવાની શક્યતા છે, તેથી ન વાપરવો ઉચિત છે.

## ૩. દ્વિદળ

- કાચા દૂધ/દહીં/છાસ સાથે જેની દાળ બને તેવા કઠોળ મગ, મેથી, ચણા વિ... અને મેથીની ભાજી વિ. નો સંપર્ક થતાં જ અસંખ્ય બેઈન્દ્રિય જીવો ઉત્પન્ન થાય છે. તેને ખાવાથી તે જીવોની હિંસાનો મહાદોષ લાગે છે.

**ધ્યાનમાં રાખો :–**

- દહીંવડા, રાયતું, કઢી, દહીંવાળા શાક (ગટ્ટા વિ.) બનાવતા પૂર્વે જ દહીં કે છાસ ને સખત ગરમ કર્યા ન હોય તો દ્વિદળ થાય. એટલે પૂર્વે જ ગરમ કરવા. કઢીમાં પણ લોટનું અટામણ કરતાં પૂર્વે જ છાસ ગરમ કરવી.
- જમ્યા પછી મોઢું બરાબર ચોખ્ખું કર્યા વિના કાચી છાસ પીવાથી દ્વિદળ થાય.
- ઈડલી, ઢોંસા વિ. માં દહીં ગરમ કર્યા વિના આથો નાખવાથી દ્વિદળ થાય.
- બજારૂ કેરીના રસમાં કાચા દૂધનું મિશ્રણ સંભવિત છે. તેની સાથે પણ કઠોળ વાપરવાથી દ્વિદળ થાય.
- દહીં, છાસ, શ્રીખંડ, ગરમ પાણીમાં કાચું દૂધ મેળવીને બનાવેલી ચા કે કોફી સાથે પાપડ, ચણાના લોટની કઢી, મેથીની ભાજી, મેથીવાળા અથાણાં, સેવ/ગાંઠિયા વિ... ચણાના લોટના ફરસાણ, અડદદાળના ઢોકળા વિ... મગ વિ... કઠોળ, લીલા વટાણા, ચોળી, દાળિયા, વાલોળ વિ... દ્વિદળ થાય છે.
- ઉપરોક્ત વસ્તુઓના વાસણ એક સાથે ધોવાથી, એક જ નેપકીનથી તેવી વસ્તુવાળા હાથ લૂછવાથી, તેવી વસ્તુવાળા નેપકીન એક સાથે ધોવાથી પણ દ્વિદળ થાય.
- મેથીના થેપલા, મેથીની કઢી વિ. બનાવવામાં દહીં ગરમ કર્યું ન હોય તો દ્વિદળ થાય.

### ❀ દહીં ગરમ કરવાની રીત ❀

- દહીંને કુકરમાં વ્યવસ્થિત ગરમ થાય તેટલું બાફી નાખવાથી દહીં ફાટતું નથી.
- છાસમાં મીઠું નાખીને ગરમ કરવાથી ફાટતી નથી.

- ગરમ કરેલા દહીં છાસ; કાળ ન પહોંચ્યો હોય તો બીજે દિવસે ખપે છે. પણ તેને કઠોળ સાથે વાપરતાં પૂર્વે ફરી ગરમ કરવા પડે. નહીં તો દ્વિદળ થાય.
- સવારે પહેલું જ કામ દહીં ગરમ કરવાનું કરવાથી રસોડામાં દ્વિદળની વિરાધનાની સંભાવના જ રહેતી નથી.

## ૪ અનંતકાય

જેના સોયની અણી જેટલા પ્રત્યેક કણમાં અનંત જીવો હોય છે, તેને અનંતકાય કહે છે. તેને ખાવાથી અનંત જીવોની હિંસા થાય છે. જે મહાપાપ હોવાથી અનંતકાય અભક્ષ્ય છે.

- સર્વ પ્રકારના કંદમૂળ બટેટા, કાંદા, લસણ, ગાજર, સૂરણ, આદુ, લીલી હળદર વિ.
- ચોમાસામાં ખાદ્ય પદાર્થો પર થતી સફેદ ફૂગ. • પાણીમાં જામી જતી સેવાળ.
- ભીની જગ્યા, દિવાલો પર થતી લીલ.
- ફણગાવેલાં કઠોળ • પાલકની ભાજી.

**ધ્યાન રાખો :–**

- બરફ, એ પાણીનું ઘનરૂપ છે. દશવૈકાલિક સૂત્રની ટીકામાં બતાવ્યું છે કે જ્યાં પાણી (સ્થિર) હોય ત્યાં અનંતકાયની ઉત્પત્તિ થાય છે. એટલે બરફની અંદર નિગોદની ઉત્પત્તિ સંભવિત છે.
- બે-ત્રણ કલાકથી વધુ સમય પલાળી રાખેલા કઠોળમાં ફણગા ફૂટવાની સંભાવના છે, જે અનંતકાય છે.
- બજારની ચા કે શેરડીનાં રસમાં આદુ નાખ્યું હોય તેવી સંભાવના છે.
- ચોમાસામાં ભેજના કારણે ખાદ્ય પદાર્થ પર ફૂગ લાગે તો તે ખવાય નહી, સાફ પણ ન કરાય, નિર્જન સ્થાને છોડી દેવી જોઈએ.
- ચોમાસામાં અથાણા, મીઠાઈ વિ. ખાતાં પહેલા ફૂગ નથી તેની ખાતરી કરી લેવી જોઈએ. લાડવા તોડીને જોવાથી ઘણીવાર અંદરથી ફૂગ જોવા મળે છે. તેમ પડી રહેલા મેલા કપડાં, ચામડાના ચપ્પલ-બૂટ, નોટના પૂંઠા, સાબુ વિ... પર પણ ફૂગ લાગે છે.
- પાણી જમા થાય ત્યાં લીલ થાય છે. તેના પર ચલાય નહીં, સાફ પણ ન કરાય. ચોમાસું આવતા પહેલા કમ્પાઉન્ડમાં, અગાસીમાં, દિવાલ પર ડામર કે સફેદ ઓઈલપેઈન્ટ લગાડવાથી લીલ નથી થતી.

- માટલું જો બરાબર સાફ ન કરાય તો અંદર નીચેના ભાગમાં અને નળના ભાગમાં લીલ થાય છે. બે દિવસના માટલા વારા ફરતી રાખવાથી-બીજે દિવસે એકદમ કોરું થઈ જવાથી લીલ થતી નથી.
- નળના ખૂણા, બાથરુમ - વૉશ બેસીનના ખાળમાં લીલ થતી હોય છે.
- ઘણીવાર જમણવારમાં ચટણી પાલકની બનાવાય છે, જે અનંતકાય છે.
- નળની કોથળી પણ જો સાફ ન રખાય તો તેમાં લીલ થઈ જતી જોવા મળે છે.

**જરા ધ્યાનથી વાંચો :-**

- અનંતકાય (નિગોદ) ના દરેક કણમાં અસંખ્ય શરીર હોય છે અને દરેક શરીરમાં અનંત જીવ હોય છે.
- આજ સુધી જેટલા આત્માઓ મોક્ષમાં ગયા છે, જાય છે અને જશે તે અનંત જીવો કરતાં અનંત ગુણા જીવો નિગોદના એક કણમાં હોય છે.
- ચૌદ રાજલોકના નિગોદ સિવાયના સર્વ જીવો (પૃથ્વી, પાણી, અગ્નિ, હવા, પ્રત્યેક વનસ્પતિ, બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચઉરિન્દ્રય, પંચેન્દ્રિય, તિર્યંચ, નરક, દેવ અને મનુષ્ય) ના સરવાળા કરતાં અનંત ગુણા જીવો નિગોદના એક કણમાં હોય છે.

## ૫. પાણી

પાણી સ્વયં અપ્કાય - એકેન્દ્રિય જીવ છે. ઉપરાંત રાત રહેલા પાણીમાં અસંખ્ય ત્રસ જીવો ઉત્પન્ન થાય છે. વૈજ્ઞાનિકોએ પણ પાણીના ૧ ટીપામાં ૩૬,૦૦૦ ત્રસ જીવો જોયા છે. એવા પાણીને ગાળ્યા વિના વાપરવાથી આ બધા જીવોની હિંસા થાય છે. એટલે પાણી હંમેશા ગાળીને જ વાપરવું. આગલે દિવસે ગાળેલું પાણી પણ બીજે દિવસે ગાળીને ફરી વાપરવું.

**ધ્યાન રાખો :-**

- મિનરલ વોટર ગળ્યા વિના ન વાપરવું જોઈએ.
- હોટલ કે પરબ વિ.ના પાણી અળગણ હોવાની પૂરી શક્યતા છે.
- પાણી ગરમ કરવાના ગીઝર, શાવરમાં અળગણ પાણી જાય છે. તેથી અસંખ્ય ત્રસ જીવોની વિરાધના થાય છે.
- પાણી પર ચાલવું - ભીંજાવું - નદીમાં ન્હાવું - સ્વિમિંગ પૂલમાં તરવું આ બધાથી પાણીની અને ત્રસ જીવોની પ્રચુર હિંસા થાય છે.
- હોટલ વિ.ના શરબત, જ્યુસ, ચા વિ. માં અળગણ પાણી વપરાતું હોય તેવી પૂરી

શક્યતા છે.

- ગાળેલા પાણીનો વપરાશ પણ માપસર અને કોમળતાપૂર્વક કરવો જોઈએ. પાણીનો વેડફાટ, બેફામ વપરાશ, ખુલ્લા નળમાંથી ધોધ પાડવા વિ. માં ખૂબ વિરાધના થાય છે.

## પાણી શી રીતે ગાળશો ? :–

- જાડા સુતરાઉ કાપડથી ગાળવું જોઈએ. કપડામાં જે જીવો રહી જાય તેને સંખારો કહેવાય. તેને સૂકવવો નહીં. તેના પર ધીરેથી ગાળેલા પાણીની ધાર કરી, તેને પાણીના મૂળ સ્થાનમાં જ ધીરેથી નાખી દેવો જોઈએ.
- નળની કોથળીનો ઉપયોગ ઉચિત નથી. કારણ કે તે સૂકાઈ જતાં સંખારાના જીવો પાણી વિના મરી જાય છે, છતાં તે સિવાય કોઈ વિકલ્પ ન જ હોય તો સંખારાની યોગ્ય જયણા કરવી જોઈએ.

***પાણીના દરેક જીવનું શરીર જો સરસવ જેટલું થાય તો એક ટીપામાં, એક લાખ યોજન (૩૨ કરોડ માઈલ) પહોળા જંબૂદ્વીપમાં સમાઈ ન શકે, એટલા જીવો હોય છે. – સંબોધ સિત્તરી***

## ઉકાળેલા પાણીનો કાળ

| | | | | |
|---|---|---|---|---|
| શિયાળામાં | - | કારતક સુદ ૧૫ થી ફાગણ સુદ ૧૪ | - | ૪ પ્રહર |
| ઉનાળામાં | - | ફાગણ સુદ ૧૫ થી અષાઢ સુદ ૧૪ | - | ૫ પ્રહર |
| ચોમાસામાં | - | અષાઢ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ | - | ૩ પ્રહર |

(૧ પ્રહર = સૂર્યોદય થી સૂર્યાસ્ત વચ્ચેના સમયનો ચોથો ભાગ.)

બતાવેલા કાળ પછી ઉકાળેલું પાણી પણ સચિત્ત (કાચું) થઈ જાય.

- ચોમાસામાં સવારે સૂર્યોદય સમયે ઉકાળેલાં પાણીનો કાળ લગભગ ૩ વાગ્યા પછી પૂરો થઈ જાય તેથી બે કાળનું જુદું જુદું પાણી રાખવું પડે. ૧૦ વાગ્યા પછી ઉકાળેલું પાણી સૂર્યાસ્ત સુધી અચિત્ત રહે.
- શિયાળામાં પાણીનો કાળ ૧૨ કલાક નહી, પણ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો છે. (૧૧ કલાક લગભગ) એટલે સૂર્યોદય પૂર્વે ઉકાળેલું પાણી સૂર્યાસ્ત સુધી ખપે નહીં.
- ઉકાળેલું પાણી, કાળ પૂરો ન થયો હોય તો સૂર્યાસ્ત થાય ત્યારે સચિત્ત થઈ જતું નથી.

- ઉકાળેલું પાણી સચિત્ત થઈ જાય તો તેમાં નવા જીવોની ઉત્પત્તિ અને મરણનો દોષ લાગે એટલે તે પૂર્વે પાણીને વાપરી / વપરાવી દેવું જોઈએ. કોઈ વાપરનાર ન હોય તો માટી વિ. માં પરઠવી શકાય. અથવા ફરી પણ ઉકાળી શકાય.

### ૬. સચિત્ત / અચિત્ત

- પાણીમાં લીંબુ / સાકર વિ. નાખવાથી પણ તે ૪૮ મિનિટ પછી અચિત્ત થાય છે. અને શિયાળામાં ૪ પ્રહર, ઉનાળામાં ૫ પ્રહર, ચોમાસામાં ૩ પ્રહર અચિત્ત રહે છે.
- ફળ સુધાર્યા, છાલ ઉતાર્યા, બી કાઢ્યા બાદ ૪૮ મિનિટ પછી અચિત્ત ગણાય છે.
- ફળના, શાકભાજીના રસ કે જ્યુસ વિ. માં બી ન હોય તો તે પણ બે ઘડી પછી અચિત્ત ગણાય છે.
- શાકભાજી માત્ર સુધારવાથી અચિત્ત નથી થતા. તેને વઘારવા / ચડાવવા આવશ્યક છે.
- દાડમના બી સચિત્ત હોય છે. તેથી તે ઉપરથી નાખ્યા હોય તેવી કોઈપણ વસ્તુ પણ સચિત્ત થાય.
- જમરુખના બી કડક હોવાથી શાક બનાવવા છતાં પ્રાયઃ ચડતાં ન હોવાથી અચિત્ત નથી થતા.
- કાકડી વિ. શાક, કાચી કેરીનું અથાણું પણ બરાબર ચડાવ્યું ન હોય, કાચું હોય તો સચિત્ત રહે છે.
- મીઠું ભઠ્ઠીમાં શેકેલું હોય તો જ્યાં સુધી ભેજ ન લાગે ત્યાં સુધી અચિત્ત રહે છે. તાવડીમાં શેકેલું હોય તો... **ચોમાસામાં – ૭ દિવસ, શિયાળામાં – ૧૫ દિવસ, ઉનાળામાં – ૧ મહિનો અચિત્ત રહે છે.**

## આપણાં પર્વો

### જ્ઞાનપાંચમ

- કારતક સુદ પાંચમના દિવસે જ્ઞાનપાંચમની આરાધના કરવામાં આવે છે.
  - જ્ઞાનના ઉપકરણો મૂકીને જ્ઞાનનું પૂજન કરવામાં આવે છે.
  - યથાશક્તિ ઉપવાસ વિ. તપ
  - પાંચ જ્ઞાનના દેવવંદન, જેમાં ૫૧ ખમાસમણ આવે છે.
  - પાંચ જ્ઞાનના કુલ ૫૧ ભેદ નિમિત્તે ૫૧ લોગસ્સનો કાઉસ્સગ્ગ.

- ૫૧ સાથિયા
- ૐ હ્રીં નમો નાણસ્સ પદનો જાપ - ૨૦ માળા કરવામાં આવે છે.

- કારતક સુદ પાંચમથી શરૂ કરીને પાંચ વર્ષ અને પાંચ મહિના સુધી દર સુદ પાંચમે ઉપવાસ અને ઉપર કહેલ કાઉસ્સગ્ગ વિ. કરવાથી જ્ઞાનપાંચમની આરાધના થાય છે.

## મૌન એકાદશી

- માગસર સુદ ૧૧ ના દિવસે અતીત-અનાગત અને વર્તમાન ચોવીશીના અરિહંતોના કુલ મળીને ૧૫૦ કલ્યાણક આવતા હોવાથી તે દિવસે મૌન-અગિયારસની આરાધના કરાય છે.
  - પૌષધ
  - ચોવિહાર ઉપવાસ વિ. યથાશક્તિ તપ
  - મૌન-૧૧ ના દેવવંદન
  - ૧૫૦ કલ્યાણકનો જાપ કરવામાં આવે છે.
  - ૧૧ વર્ષ - ૧૧ મહિના સુધી દર સુદ ૧૧ ને દિવસે ઉપવાસ વિ. આરાધનાથી મૌન-૧૧ ની આરાધના થાય છે.

## નવપદની ઓળી

- ચૈત્ર અને આસો સુદ ૭ થી ૧૫ સુધી ૯ દિવસ આયંબિલ કરીને નવપદની આરાધના કરવામાં આવે છે, તે નવપદની ઓળી કહેવાય છે.
- સળંગ ૯ ઓળી કરવાથી સાડા ચાર વર્ષમાં આ તપ પૂર્ણ થાય છે.
- મહાવિદેહ ક્ષેત્રમાં હંમેશા ઓળીની આરાધના થતી હોવાથી આ ઓળી શાશ્વત પર્વ છે.
- આ પર્વના દિવસોમાં લીલોતરી ઉપરાંત ખાંડવા-દળવા-ધોવા વિ. આરંભ-સમારંભનો ત્યાગ કરવો જોઈએ.
- જો તિથિમાં વધઘટ હોય તો પૂનમના નવમો દિવસ આવે તે રીતે ઓળી શરૂ થાય છે.

## ફાગણ સુદ તેરસ-છ ગાઉ યાત્રા

- ફાગણ સુદ તેરસના દિવસે શાંબ અને પ્રદ્યુમ્ન ૧૦ ક્રોડ મુનિવરો સાથે શત્રુંજય પર મોક્ષે ગયા, તેથી તે દિવસે શત્રુંજયની યાત્રા અને પ્રદક્ષિણા કરવામાં આવે છે, જેનો કુલ રસ્તો ૬ ગાઉ (૧૨ માઈલ - ૨૦ કિલોમીટર) હોવાથી છ ગાઉની યાત્રા ગણાય છે.

## પર્વતિથિ

- દર મહિનાની સુદ પાંચમ, બે આઠમ અને બે ચૌદશ એ પાંચ પર્વતિથિ ગણાય છે. આ દિવસોમાં લીલોતરી (શાક-ફળ વિ.) નો ત્યાગ કરવો જોઈએ, અનાજ વિ. દળવું ન જોઈએ, કપડાં ધોવા ન જોઈએ. મોટે ભાગે આ પાંચ દિવસોમાં આયુષ્ય બંધાતું હોવાથી તે દિવસે વિશેષ આરાધના-તપ, પ્રતિક્રમણ વિ. કરવા જોઈએ. વિરાધના છોડવી જોઈએ.

  સુદ અને વદ બીજ, પાંચમ, આઠમ, અગિયારસ, ચૌદશ મળીને ૧૦ પર્વ થાય છે. તેમાં પૂનમ અને અમાસ ઉમેરતાં ૧૨ પર્વતિથિ થાય છે.

## સંવત્સરી અને પર્યુષણ

- ભાદરવા સુદ ૪ ના દિવસે સંવત્સરી મહાપર્વની આરાધના કરવામાં આવે છે, જે હાલનું સૌથી મોટું પર્વ છે. તે દિવસે સંવત્સરી પ્રતિક્રમણ કરાય છે. આખા વર્ષના સર્વ પાપો અને ક્રોધ વિ. કષાયોની ક્ષમાપના કરવામાં આવે છે. સંવત્સરી આઠમા દિવસે આવે તે રીતે (પ્રાયઃ શ્રાવણ વદ ૧૨ થી) પર્યુષણ પર્વ ઉજવવામાં આવે છે. તેમાં પહેલા ૩ દિવસ અષ્ટાહ્નિકા વ્યાખ્યાન થાય છે. જેમાં શ્રાવકના પાંચ અને ૧૧ કર્તવ્યોનું વર્ણન છે. છેલ્લા પાંચ દિવસ કલ્પસૂત્રનું વાંચન થાય છે, જેમાં ચોવીસ ભગવાનના ચરિત્રો વિ. વર્ણન છે.

  પર્યુષણના પાંચમા દિવસે પ્રભુ વીરના જન્મનું વાંચન મહોત્સવપૂર્વક થાય છે. તે પૂર્વે ત્રિશલા માતાને આવેલા ચૌદ સ્વપ્નો ઉતારવામાં આવે છે.

  પર્યુષણમાં બંને ટાઈમ પ્રતિક્રમણ કરવા જ જોઈએ, ઉપરાંત લીલોતરીનો ત્યાગ, ખાંડવા-દળવા-ધોવા વિ. આરંભ-સમારંભનો ત્યાગ કરવો જોઈએ.

## પોષ દશમ

- માગશર વદ દશમ (મારવાડી પંચાંગ પ્રમાણે પોષ વદ દશમ) ના દિવસે પાર્શ્વનાથ ભગવાનનું જન્મ કલ્યાણક હોવાથી તે દિવસે પોષ-૧૦ ની આરાધના થાય છે. યથાશક્તિ તપ અને પાર્શ્વનાથ ભગવાનના જાપ વિ. આરાધના કરવાની હોય છે. મા.વ. ૯-૧૦-૧૧ એ ૩ દિવસ અઠ્ઠમ કરીને અથવા અનુક્રમે સાકરનાં પાણીનું એકાસણું, ખીરનું એકાસણું તથા સાદું એકાસણું કરીને પોષ ૧૦ ની આરાધના થાય છે. દર મહિનાની વદ દશમે ઉપવાસ-આયંબિલ કે એકાસણા દ્વારા પોષ ૧૦ ની આરાધના થાય છે.

## ચૈત્રી પૂનમ

- ચૈત્ર સુદ ૧૫ ના દિવસે પુંડરીક સ્વામી પાંચ ક્રોડ મુનિવરો સાથે શત્રુંજય ગિરિરાજ

પર મોક્ષે ગયા, તેથી તે દિવસે તેમની આરાધના કરવામાં આવે છે. શત્રુંજયની યાત્રા, ચૈત્રી પૂનમના દેવવંદન, યથાશક્તિ તપ કરવામાં આવે છે.

## ચોવીસ ભગવાનનાં નામ – લંછન – વર્ણ

| નામ | લંછન | વર્ણ |
|---|---|---|
| ૧. ઋષભદેવ (આદિનાથ) | વૃષભ (બળદ) | કંચન જેવો પીળો |
| ૨. અજિતનાથ | હાથી | કંચન જેવો પીળો |
| ૩. સંભવનાથ | ઘોડો | કંચન જેવો પીળો |
| ૪. અભિનંદન સ્વામી | વાનર | કંચન જેવો પીળો |
| ૫. સુમતિનાથ | ક્રૌંચપક્ષી | કંચન જેવો પીળો |
| ૬. પદ્મપ્રભ સ્વામી | પદ્મ (કમળ) | રાતો (લાલ) |
| ૭. સુપાર્શ્વનાથ | સ્વસ્તિક (સાથિયો) | કંચન જેવો પીળો |
| ૮. ચન્દ્રપ્રભ સ્વામી | ચંદ્ર | ઉજ્જ્વળ (સફેદ) |
| ૯. સુવિધિનાથ | મકર | ઉજ્જ્વળ (સફેદ) |
| ૧૦. શીતલનાથ | શ્રીવત્સ | કંચન જેવો પીળો |
| ૧૧. શ્રેયાંસનાથ | ગેંડો | કંચન જેવો પીળો |
| ૧૨. વાસુપૂજ્ય સ્વામી | પાડો | રાતો (લાલ) |
| ૧૩. વિમલનાથ | વરાહ | કંચન જેવો પીળો |
| ૧૪. અનંતનાથ | સિંચાણો | કંચન જેવો પીળો |
| ૧૫. ધર્મનાથ | વજ્ર | કંચન જેવો પીળો |
| ૧૬. શાંતિનાથ | હરણ | કંચન જેવો પીળો |
| ૧૭. કુંથુનાથ | બકરો | કંચન જેવો પીળો |
| ૧૮. અરનાથ | નંદાવર્ત | કંચન જેવો પીળો |
| ૧૯. મલ્લિનાથ | કળશ | લીલો |
| ૨૦. મુનિસુવ્રત સ્વામી | કાચબો | શ્યામ (કાળો) |
| ૨૧. નમિનાથ | નીલકમલ | કંચન જેવો પીળો |
| ૨૨. નેમિનાથ (અરિષ્ટનેમિ) | શંખ | શ્યામ (કાળો) |
| ૨૩. પાર્શ્વનાથ | સાપ | લીલો |
| ૨૪. મહાવીર સ્વામી (વર્ધમાન સ્વામી) | સિંહ | કંચન જેવો પીળો |

## નવપદ

| નવપદના નામ | ગુણ | વર્ણ |
|---|---|---|
| ૧. અરિહંત | ૧૨ | ધોળો |
| ૨. સિદ્ધ | ૮ | રાતો |
| ૩. આચાર્ય | ૩૬ | પીળો |
| ૪. ઉપાધ્યાય | ૨૫ | લીલો |
| ૫. સાધુ | ૨૭ | કાળો |
| ૬. દર્શન | ૬૭ | ધોળો |
| ૭. જ્ઞાન | ૫૧ | ધોળો |
| ૮. ચારિત્ર | ૭૦ | ધોળો |
| ૯. તપ | ૧૨ | ધોળો |




## પાંચ પરમેષ્ઠિ

**૧. અરિહંત** :- જેમણે ચાર ઘાતી કર્મોના નાશથી, કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને જેઓ શાસનની સ્થાપના કરે, સમવસરણમાં બેસીને દેશના આપે. તેમને તીર્થંકર પણ કહેવાય.

**૨. સિદ્ધ** :- સર્વ કર્મોનો નાશ કરીને મોક્ષમાં પહોંચી ગયેલા જીવો.

**૩. આચાર્ય** :- જે શાસનનું સંચાલન કરે.

**૪. ઉપાધ્યાય** :- જે સાધુ ભગવંતોને ભણાવે.

**૫. સાધુ** :- પાંચ મહાવ્રતનું પાલન કરનારા, જિનાજ્ઞાને વફાદાર, બધા પાપોને છોડનારા.

## અઢી દ્વીપ

તિર્ચ્છાલોકની બરાબર વચ્ચે ગોળ થાળી જેવો જંબૂદ્વીપ છે. તેની ફરતે બંગડી જેવો લવણ સમુદ્ર છે. તેની ચારે બાજુ બંગડી જેવો ગોળ ધાતકી ખંડ છે. તેના પછી કાલોદધિ સમુદ્ર છે. તેના પછી પુષ્કરવર દ્વીપ છે.

- દરેક દ્વીપ પછીના સમુદ્રના કે સમુદ્ર પછીના દ્વીપનું માપ (પહોળાઈ) બમણું હોય.
- લવણ સમુદ્રનું પાણી ખારું છે.
- કાલોદધિ સમુદ્રનું પાણી કાળું છે.
- જંબૂદ્વીપની બરાબર વચ્ચે મેરુ પર્વત છે. તેની આસપાસ મહાવિદેહ ક્ષેત્ર છે. સૌથી નીચે ભરતક્ષેત્ર છે. સૌથી ઉપર ઐરવતક્ષેત્ર છે.
- જંબૂદ્વીપ કરતાં ધાતકીખંડમાં બધું બમણું હોય છે. ૨ મેરુ પર્વત, ૨ મહાવિદેહ વિ. -

  ધાતકીખંડ કરતાં પુષ્કરવરદ્વીપમાં બધું બમણું - ૪-૪ હોય. પણ પુષ્કરવરદ્વીપમાં બરાબર વચ્ચે બંગડી જેવો ગોળ માનુષોત્તર પર્વત છે. તેની અંદરની બાજુના ક્ષેત્રને અર્ધ પુષ્કરવરદ્વીપ કહેવાય. તેમાં બધું ધાતકીખંડ જેટલું હોય.
- આમ ૧ જંબૂદ્વીપ, ૧ ધાતકીખંડ અને અડધો પુષ્કરવરદ્વીપ આને અઢી દ્વીપ કહેવાય. મનુષ્યો એની અંદર જ રહે છે. બહાર નહીં. કદાચ દેવ કે લબ્ધિની સહાયથી બહાર જાય તો પણ જન્મ-મરણ તો અઢી દ્વીપની અંદર જ થાય.
- અઢી દ્વીપમાં કુલ ૫ મેરુ પર્વત, ૫ મહાવિદેહ વિ. છે. તે તે ક્ષેત્રમાં જન્મેલા ભગવાનનો જન્માભિષેક તે તે મેરુ પર્વત પર થાય.

## વીશ વિહરમાન

| | |
|---|---|
| જંબૂદ્વીપમાં | ૧ |
| ધાતકી ખંડમાં | ૨ |
| અને અર્ધપુષ્કરવરદ્વીપમાં | ૨ |

એમ કુલ પાંચ મહાવિદેહ ક્ષેત્ર છે. દરેક મહાવિદેહના ૪-૪ ભાગ પડે છે.

એ દરેક ભાગમાં ૧-૧ એમ કુલ ૨૦ તીર્થંકર ભગવાન અત્યારે વિચરી રહ્યા

છે. તેમાં સીમંધર સ્વામી ભગવાનનું પુણ્ય સવિશેષ હોવાથી તેમની આરાધના વધારે થાય છે.




મહાવિદેહ ક્ષેત્રના ચાર ભાગ

## ઉત્કૃષ્ટ ૧૭૦ તીર્થંકરો

મહાવિદેહના દરેક ભાગના ૮-૮ ટૂકડા છે. જેને 'વિજય' કહેવાય.

કુલ ૫ મહાવિદેહ x ૪ ભાગ x ૮ ટુકડા = ૧૬૦ વિજય છે.

જેમ ૫ મહાવિદેહ છે, તેમ
૫ ભરત ક્ષેત્ર
૫ ઐરવત ક્ષેત્ર છે.

એ ૧૫ કર્મભૂમિ કહેવાય છે.

મહાવિદેહની ૧૬૦ વિજય
૫ ભરત
૫ ઐરવત આ દરેકમાં ૧-૧ તીર્થંકર હોય તો કુલ ૧૭૦ તીર્થંકરો થાય.

અજિતનાથ ભગવાનના સમયમાં ૧૭૦ તીર્થંકરો હતા.

❊ ❊ ❊ ❊ ❊

જ્યાં અસિ (તલવાર- યુદ્ધ)
મસિ (શાહી - લખાણ)
કૃષિ (ખેતી) હોય તે કર્મભૂમિ કહેવાય.

તીર્થંકરો, ધર્મ વિ. કર્મભૂમિમાં જ હોય. અકર્મભૂમિમાં યુગલિક મનુષ્યો હોય, ધર્મ વિ. હોતા નથી.

# શત્રુંજય તીર્થ

- શંત્રુજય 'શાશ્વત' તીર્થ ગણાય છે, એટલે એ ક્યારેય નાશ નહીં પામે.
- ઋષભદેવ ભગવાન એના ઉપર ૯૯ પૂર્વ (૧ પૂર્વ = ૭૦, ૫૬૦ અબજ) વાર પધાર્યા હતા, એટલે એ ખૂબ પવિત્ર છે.
- કારતક પૂનમના દિવસે શત્રુંજય પર દ્રાવિડ અને વારિખિલ્લ ૧૦ કરોડ મુનિઓ સાથે મોક્ષે ગયા.
- ફાગણ સુદ ૧૩ ના દિવસે શત્રુંજય પર શાંબ અને પ્રદ્યુમ્ન સાડા આઠ કરોડ સાથે મોક્ષે ગયા. તે દિવસે શત્રુંજયની ૬ ગાઉની યાત્રા થાય છે.
- ચૈત્ર સુદ ૧૫ના દિવસે ઋષભદેવ ભ.ના પહેલા ગણધર પુંડરિક સ્વામી પાંચ કરોડ મુનિ ભગવંતો સાથે નિર્વાણ પામ્યા.
- વૈશાખ સુદ ત્રીજ (અખાત્રીજ) ના દિવસે ત્યાં વર્ષીતપના પારણાં શેરડીના રસથી કરવામાં આવે છે.

# પાંચ કલ્યાણક

અરિહંત ભગવાનના છેલ્લા ભવમાં પાંચ ઘટના એવી બને છે કે જ્યારે જગતના સર્વ જીવોને ૧ ક્ષણ માટે સુખ (કલ્યાણ) મળે છે, તેથી તેને કલ્યાણક કહેવાય છે.

**૧. ચ્યવન** :- ભગવાનનો જીવ, પૂર્વના (દેવ કે નરકના) ભવમાંથી માતાના ગર્ભમાં આવે.

**૨. જન્મ** :- માતાના ગર્ભમાંથી જન્મ થાય. ત્યારે ૫૬ દિક્કુમારિકા અને ૬૪ ઈન્દ્રો પ્રભુનો જન્મ મહોત્સવ કરે, મેરુ પર્વત પર લઈ જઈને અભિષેક કરે.

**૩. દીક્ષા** :- પ્રભુ સંસાર છોડીને દીક્ષા લે. પછી સાધના કરે.

**૪. કેવળજ્ઞાન** :- ભગવાનના ૪ ઘાતી કર્મો નાશ થવાથી કેવળજ્ઞાન થાય. પછી ભગવાન સમવસરણમાં બેસીને દેશના આપે, ગણધરોની સ્થાપના કરે, સંઘની સ્થાપના કરે.

**૫. નિર્વાણ** :- પ્રભુનું આયુષ્ય પૂરું થતાં સર્વ કર્મો ક્ષય થાય અને મોક્ષમાં જાય. પછી ઈન્દ્રો પ્રભુના શરીરને અગ્નિદાહ આપે.

## ❀ પ્રભુ વીરના પાંચ કલ્યાણક ❀

| | | |
|---|---|---|
| **ચ્યવન** | અષાઢ સુદ | ૬ ના દિવસે બ્રાહ્મણકુંડમાં થયું. |
| **જન્મ** | ચૈત્ર સુદ | ૧ ૩ ના દિવસે ક્ષત્રિયકુંડમાં થયો. |
| **દીક્ષા** | કારતક વદ | ૧ ૦ ના દિવસે ક્ષત્રિયકુંડમાં થઈ.<br>(મારવાડી માગશર વદ ૧ ૦ ના દિવસે) |
| **કેવળજ્ઞાન** | વૈશાખ સુદ | ૧ ૦ ના દિવસે ઋજુવાલુકા નદીના કિનારે થયું. |
| **નિર્વાણ** | આસો વદ | અમાસના દિવસે પાવાપુરીમાં થયું.<br>(મારવાડી કારતક વદ અમાસ) |

## ❀ પ્રભુ વીરનો પરિવાર ❀

| | | | |
|---|---|---|---|
| **માતા** | ત્રિશલા રાણી | **ગણધર** | ૧ ૧ |
| **પિતા** | સિદ્ધાર્થ રાજા | **પ્રથમ ગણધર** | ગૌતમસ્વામી |
| **મોટા ભાઈ** | નંદીવર્ધન | **પટ્ટધર** | સુધર્માસ્વામી |
| **બહેન** | સુદર્શના | **પ્રથમ સાધ્વી** | ચંદનબાળા |
| **પત્ની** | યશોદા | **શ્રાવક** | શંખ, શતક વિ. |
| **પુત્રી** | પ્રિયદર્શના | | ૧ લાખ ૫૯ હજાર |
| **જમાઈ** | જમાલિ | **શ્રાવિકા** | સુલસા, રેવતી વિ. |
| **કાકા** | સુપાર્શ્વ | | ૩ લાખ ૧ ૮ હજાર |
| **શિષ્ય** | ૧ ૪ હજાર | | |
| **સાધ્વી** | ૩ ૬ હજાર | | |

## ૩ યોગ

***મન-વચન-કાયા***એ ૩ યોગ છે.
કાયાથી ખરાબ કરવું તે પાપ છે, તેમ
વચનથી ખરાબ વચનો બોલવા તે પણ પાપ છે, અને
મનથી ખરાબ વિચારવું તે પણ પાપ છે.
તંદુલીયો મત્સ્ય, મનના પાપથી જ ૭ મી નરકે જાય છે.
એમ ધર્મ પણ મન-વચન-કાયા એમ ત્રણ રીતે થાય છે.

## ૩ કરણ

- **કરવું –** ખરાબ કરવું તે પાપ છે.
- **કરાવવું –** બીજા પાસે ખરાબ કરાવવું તે પણ પાપ છે.
- **અનુમોદવું –** બીજા ખરાબ કરતા હોય તેના વખાણ કરવા, તેને સારા માનવા તે પણ પાપ છે.

  કરવાથી જેટલું પાપ લાગે તેટલું જ કરાવવાથી પણ લાગી શકે, અને અનુમોદવાથી પણ લાગી શકે.

  તે જ રીતે ધર્મ માટે પણ સમજવું. તપ કરનાર કૃષ્ણના ભાઈ બળદેવ, તેમને વહોરાવનાર અને તેની અનુમોદના કરનાર હરણ, તે ત્રણે મરીને પાંચમા દેવલોકે ગયા હતા.

## ૩ રત્ન

**સમ્યગ્દર્શન** :- સાચી સમજણ / શ્રદ્ધા...

અરિહંત પરમાત્માએ જે કહ્યું છે, તે જ સાચું છે. તેમણે જે કરવાનું કહ્યું છે, તે જ કરવા જેવું છે. તેમણે જે છોડવાનું કહ્યું છે, તે છોડવા જેવું જ છે. આવી દૃઢ માન્યતા. સમ્યગ્દર્શનને સમ્યક્ત્વ અથવા સમકિત પણ કહેવાય છે.

**સમ્યગ્જ્ઞાન** :- સાચું જ્ઞાન

અરિહંત પરમાત્માએ કહેલા જીવ-અજીવ, પુણ્ય-પાપ, સંસાર-મોક્ષ વિ. પદાર્થોનું શ્રદ્ધા સહિતનું જ્ઞાન. શું કરવા જેવું છે? શું છોડવા જેવું છે? તે સમ્યગ્જ્ઞાનથી ખબર પડે. દર્શન અને જ્ઞાન હંમેશા સાથે જ આવે અને જાય.

**સમ્યક્ ચારિત્ર** :- સાચું આચરણ

અરિહંત પરમાત્માએ જે કરવાનું કહ્યું હોય તે જ કરવું, જે છોડવાનું કહ્યું તે બધું છોડી દેવું તે સમ્યક્ ચારિત્ર...

**ચારિત્ર બે પ્રકારે છે.**

**સર્વવિરતિ** :- સર્વ=બધા પાપોનો, વિરતિ = ત્યાગ

આ સાધુ ભગવંતોને હોય.

**દેશવિરતિ** :- દેશ=કેટલાક પાપોનો, વિરતિ = ત્યાગ
આ વ્રતધારી શ્રાવકોને હોય.

## ૩ તત્ત્વ

તત્ત્વ એટલે સાચી વસ્તુ... આપણને ૩ વસ્તુ આ જગતમાં શ્રેષ્ઠ કક્ષાની મળી છે.

**૧. દેવ** :- જેમને જરાપણ રાગ દ્વેષ નથી અને આખી દુનિયાનું જ્ઞાન છે, તેવા અરિહંત ભગવાન આપણા દેવ છે.

**૨. ગુરુ** :- જેઓ પાંચ મહાવ્રતોનું પાલન કરે છે, પ્રભુની આજ્ઞાને વફાદાર રહે છે, તેવા સાધુ ભગવંતો આપણા ગુરુ છે.

**૩. ધર્મ** :- જગતમાં જેને કોઈ પરાજિત કરી શકે તેમ નથી તેવો કેવલજ્ઞાની ભગવંતે બતાવેલો આપણો ધર્મ છે.

## ૪ ગતિ

**૧. દેવ :-** તેઓ પાસે અપાર સુખસામગ્રી હોય છે. ઈચ્છા મુજબ અનેક રૂપ બનાવી શકે. અનેક જગ્યાએ જઈ શકે. દૂર દૂરનું કે ઘણાં કાળ પહેલાનું જાણી શકે. પણ તેમને પણ મોત તો આવે જ છે ! અને મરીને ફરી પાછા તિર્યંચ-નરકગતિમાં ભ્રમણ પણ કરવું પડે છે !

દેવો ૪ પ્રકારના છે.

**ભવનપતિ** - નાગકુમાર વિ. પૃથ્વીની નીચે હોય
**વ્યંતર** - ભૂત વિ.
**જ્યોતિષ** - સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહ વિ.
**વૈમાનિક** - ૧ ૨ દેવલોક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર....

**૨. નરક :-** ત્યાં માત્ર દુઃખ જ દુઃખ છે. ભૂખ એવી લાગે કે આખી દુનિયા ખાઈ જાય તો ય ના મટે. તરસ એવી લાગે કે બધા દરિયાનું પાણી પી જાય તો ય ના મટે. ગરમી-ઠંડી પણ જોરદાર હોય. અને 'પરમાધામી' નામના ક્રૂર દેવો, નરકના જીવોને કાપે, ટૂકડા કરે, બાળે, તેલમાં તળે, પકાવે... બહુ દુઃખ આપે... આવી ૭ નરક છે.

**૩. તિર્યંચ :-** ગાય, બળદ વિ. પશુઓ; કાગડા, કબૂતર વિ. પંખીઓ, માછલા, મગર વિ. જળચરો....

| | | | |
|---|---|---|---|
| અને બધા | એકેન્દ્રિય | - | પૃથ્વી, પાણી વિ. |
| | બેઈન્દ્રિય | - | અળસિયા વિ. |
| | તેઈન્દ્રિય | - | કીડી વિ. |
| | ચઉરિન્દ્રિય | - | મચ્છર વિ. |
| | | | જીવો તિર્યંચ છે. |

તિર્યંચગતિ માં પણ ભૂખ, તરસ, ગરમી, ઠંડી સહન કરવા પડે. જ્યાં ત્યાં રખડવું પડે. કોઈ મારે, બાંધે, મારી નાખે તે બધું સહન કરવું પડે.

**૪. મનુષ્ય :-** આપણે બધા મનુષ્ય છીએ. મનુષ્યગતિમાં જ દીક્ષા લઈ શકાય, મોક્ષે જઈ શકાય, સંસારના બધા દુઃખોથી મુક્ત થઈ શકાય. એટલે મનુષ્યગતિ જ શ્રેષ્ઠ છે.

## ચાર ધર્મ

**૧. દાન** :- દુઃખી જીવોને અનાજ, કપડા, દવા, પૈસા વિ. આપવા તે **અનુકંપાદાન**. ગુરુદેવને ગોચરી, પાણી વિ. વહોરાવવા કે સાધર્મિકની ભક્તિ કરવી કે સાત ક્ષેત્રમાં દાન આપવું તે **સુપાત્રદાન**.

**૨. શીલ** :- સદાચારનું પાલન કરવું, દુરાચારો છોડી દેવા. સુખની સામગ્રીનો ત્યાગ કરીને સાદાઈથી જીવવું, વ્રત નિયમ લેવા.

**૩. તપ** :- ઉપવાસ, આયંબિલ વિ. કરવા તે.

**૪. ભાવ** :- સુંદર ભાવના ભાવવી. સંયમ લેવા જેવું છે. સંસાર છોડવા જેવો છે વિ...

## ૪ શાશ્વતા જિનેશ્વરો

- ઋષભ, ચંદ્રાનન, વારિષેણ અને વર્ધમાન એ ચાર નામના જિનેશ્વરો દરેક કાળમાં થાય જ છે. તેથી તે ૪ શાશ્વતા જિનેશ્વરો કહેવાય છે.
- દેવલોકના વિમાનો અને ભવનોમાં રહેલ દેરાસરો અને નંદીશ્વરદ્વીપ વિ. માં રહેલ દેરાસરોમાં આ ૪ ભગવાનની પ્રતિમાઓ હોય છે.
- આ દેરાસરો અને તેમાં રહેલી પ્રતિમાઓ પણ શાશ્વત છે, અર્થાત્ ક્યારેય નાશ પામતા નથી.

## ચાર પ્રકારનો સંઘ

સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા

## ચાર શરણાં

અરિહંત, સિદ્ધ, સાધુ, ધર્મ

## અરિહા શરણં

અરિહા શરણં સિદ્ધા શરણં, સાહૂ શરણં વરીએ
ધમ્મો શરણં પામી વિનયે, જિન આણા શિર ધરીએ ...૧

અરિહા શરણં મુજને હોજો, આતમ શુદ્ધિ કરવા,
સિદ્ધા શરણં મુજને હોજો, રાગ-દ્વેષને હણવા ...૨

સાહૂ શરણં મુજને હોજો, સંયમશૂરા બનવા,
ધમ્મો શરણં મુજને હોજો, ભવોદધિથી તરવા ...૩

મંગલમય ચારેનું શરણું, સઘળી આપદા ટાળે,
ચિદ્‌ઘન કેરી ડૂબતી નૈયા, શાશ્વત નગરે વાળે ...૪

ભવોભવના પાપોને મારા, અંતરથી હું નિંદું છું.
સર્વ જીવોના સુકૃતોને, અંતરથી અનુમોદું છું ...૫

## ચાર ભાવના

૧. **મૈત્રી** :- બધા જીવો સુખી થાય. બધા પાપ છોડી દે, ધર્મ કરે, સદ્‌ગતિમાં જાય, મોક્ષ મેળવે એવી ઈચ્છા.

૨. **કરુણા** :- દુઃખીને જોઈને દયા આવે, તેના દુઃખને દૂર કરવાની ઈચ્છા થાય, કોશિશ કરવી. તેમ પાપીને જોઈને તેને પાપથી મુક્ત કરવાની, સુધારવાની કોશિશ કરવી.

૩. **પ્રમોદ** :- સુખીને જોઈને આનંદ થાય, ઈર્ષ્યા ન કરવી. તેમ ધર્મી જીવોની પણ અનુમોદના કરવી.

૪. **ઉપેક્ષા** :- કેટલાક જીવો પાપી હોય છે, અને સુધરે નહીં તેવા હોય છે. તેમને સુધારવાની કોશિશ ન કરવી અને તેમના પર તિરસ્કાર પણ ન કરવો. તે બિચારો અજ્ઞાની છે એમ વિચારવું તે.

## મૈત્રી ભાવનું

મૈત્રી ભાવનું પવિત્ર ઝરણું, મુજ હૈયામાં વહ્યા કરે,
શુભ થાઓ આ સકળ વિશ્વનું, એવી ભાવના નિત્ય રહે ...૧

ગુણથી ભરેલા ગુણીજન દેખી, હૈયું મારું નૃત્ય કરે,
એ સંતોના ચરણકમળમાં, મુજ જીવનનું અર્ઘ્ય રહે ...૨

દીન ક્રૂર ને ધર્મવિહોણા, દેખી દિલમાં દર્દ રહે,
કરુણાભીની આંખોમાંથી અશ્રુનો શુભ સ્રોત વહે ...૩

માર્ગ વિહોણા જીવન પથિકને, માર્ગ ચીંધવા ઉભો રહું,
કરે ઉપેક્ષા એ મારગની, તોયે સમતા નિત્ય ધરું ...૪

## ૪ કષાય

જે સંસારમાં રખડાવે તેનું નામ કષાય.

**૧. ક્રોધ** :- ગુસ્સો.

ગુસ્સાથી શરીરમાં રોગ પેદા થાય. ક્યારેક હાર્ટ-ફેઇલ થઈ જાય. મનમાં પણ ટેન્શન થાય. અને આત્માને નુકસાન થાય. પૂર્વભવમાં કરેલા ક્રોધથી સાધુ મરીને ચંડકૌશિક નાગ થયો હતો !

**૨. માન** :- અભિમાન

જેનું અભિમાન કરીએ તે વસ્તુ આપણી પાસેથી ચાલી જાય. મહાવીર સ્વામી ભગવાનના જીવે ત્રીજા ભવે ઊંચા કુળનું અભિમાન કર્યું હતું. તો તેમનો અનેક વાર નીચા કુળમાં જન્મ થયો! અભિમાની માણસ કોઈને ના ગમે.

**૩. માયા** :- કપટ, છેતરપિંડી

આપણા સ્વાર્થ માટે બીજાને છેતરવા તે. કપટી ઉપર કોઈ વિશ્વાસ ના મૂકે. મલ્લિનાથ ભગવાને પૂર્વભવમાં માયા કરેલી તો તેમને સ્ત્રી થવું પડયું !

**૪. લોભ** :- ઘણું મેળવવાની, ભેગું કરવાની ઈચ્છા - લોભી માણસ આખો દિવસ ભેગું જ કરે. ભેગા કરેલાનો ઉપયોગ પણ કર્યા વિના પરલોકમાં ચાલ્યો જાય ! મમ્મણ શેઠ લોભને કારણે ૭મી નરકમાં ગયા !

## પાંચ ઈન્દ્રિય

જેનાથી જ્ઞાન થાય તે ઈન્દ્રિય.

**૧. સ્પર્શનેન્દ્રિય** - ચામડી. જેનાથી ગરમ-ઠંડુ, કોમળ - ખરબચડું વિ. જ્ઞાન થાય.

**૨. રસનેન્દ્રિય** - જીભ. જેનાથી ગળ્યું-તીખું, ખાટું-ખારું વિ. જ્ઞાન થાય.

**૩. ઘ્રાણેન્દ્રિય** - નાક. જેનાથી સુગંધ-દુર્ગંધનું જ્ઞાન થાય.

**૪. ચક્ષુરિન્દ્રિય** - આંખ. જેનાથી લાલ-પીળું-કાળું-ધોળું અને ગોળ-ચોરસ વિ. જ્ઞાન થાય.

**૫. શ્રોત્રેન્દ્રિય** - કાન. જેનાથી શબ્દ સંભળાય.

| | | | |
|---|---|---|---|
| એકેન્દ્રિય | જીવોને | પહેલી | |
| બેઈન્દ્રિય | જીવોને | પહેલી | ૨ |
| તેઈન્દ્રિય | જીવોને | પહેલી | ૩ |
| ચઉરિન્દ્રિય | જીવોને | પહેલી | ૪ |
| પંચેન્દ્રિય | જીવોને | પાંચે | ઈન્દ્રિય હોય. |

## પાંચ આચાર

જે કરવા જેવું છે તે આચાર.

**૧. જ્ઞાનાચાર** - જેનાથી સમ્યગ્જ્ઞાન મળે, વધે, નિર્મળ થાય. વ્યાખ્યાન સાંભળવા, ભણવું, ભણાવવું, ભણવામાં સહાય કરવી, પુસ્તક વિ. ભણવાના સાધનો આપવા, ભણેલાની, ભણાવનાર શિક્ષક વિ.ની, ભણનારની ભક્તિ કરવી. ભણવાના સાધનોનું બહુમાન, પૂજન કરવું.

**૨. દર્શનાચાર** - જેનાથી સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય, શુદ્ધ થાય. પ્રભુભક્તિ કરવી, આશાતના ન કરવી. ગુરુભક્તિ કરવી, આશાતના ન કરવી. પ્રભુના વચનોમાં શ્રદ્ધા રાખવી, શંકા ન કરવી. સાધર્મિકો પ્રત્યે સ્નેહ રાખવો. ધર્મ-ધર્મીની અનુમોદના કરવી. બીજાને ધર્મ પમાડવો.

**૩. ચારિત્રાચાર** - સંયમજીવનનું પાલન કરવું. જેમાં પાંચ સમિતિ - ત્રણ ગુપ્તિ આવે. સામાયિક, પૌષધ કરવા. વ્રત-નિયમ-પચ્ચક્ખાણ લેવા.

**૪. તપાચાર** - ઉપવાસ વિ. બાહ્ય તપ કરવા. પ્રાયશ્ચિત્ત, સ્વાધ્યાય, ધ્યાન વિ. કરવા.

**૫. વીર્યાચાર** - બધે જ શક્તિ પ્રમાણે વધુમાં વધુ આરાધના કરવી. વિધિપૂર્વક કરવી. શક્તિ કરતાં ઓછી ન કરવી, અવિધિ ન કરવી.

## પાંચ જ્ઞાન

**૧. મતિજ્ઞાન** :- પાંચ ઈન્દ્રિયથી અને મનથી જે જ્ઞાન થાય તે. જેમ કે સાકર ગળી લાગે વિ.

**૨. શ્રુતજ્ઞાન** :- શબ્દો-વાંચીને / સાંભળીને જે જ્ઞાન થાય તે. જેમ કે આ પુસ્તક વાંચતા થાય તે.

**૩. અવધિજ્ઞાન** :- અહીં બેઠાં બેઠાં દૂર-દૂરની ભૂત-ભવિષ્ય કાળની વસ્તુ પણ જોઈ શકાય તે.

**૪. મનઃપર્યવજ્ઞાન** :- બીજાના મનના વિચાર જાણી શકાય તે.

**૫. કેવળજ્ઞાન** :- ત્રણ લોકની - ત્રણે કાળની બધી જ વસ્તુ દેખાય તે.

## પાંચ શરીર

૧. **ઔદારિક** - મનુષ્ય-તિર્યંચોને હોય.

૨. **વૈક્રિય** - દેવ-નારકને હોય. નાનું-મોટું થઈ શકે. લબ્ધિધારી મનુષ્ય, તિર્યંચો અને વાઉકાયને પણ હોય.

૩. **આહારક** - ચૌદ પૂર્વધર લબ્ધિધારી સાધુ ભગવંત જ બનાવી શકે. પરમાત્માને પ્રશ્ન પૂછવા માટે કે પરમાત્માના દર્શન કરવા માટે આ શરીરને મોકલે.

૪. **તૈજસ્** - સર્વ સંસારી જીવોને હોય. શરીરને ગરમ રાખે, ખોરાક પચાવે.

૫. **કાર્મણ** - બાંધેલા કર્મો એ જ કાર્મણ શરીર, સર્વ સંસારી જીવોને હોય.

- ૧ ભવમાંથી બીજા ભવમાં જતાં પણ તૈજસ્ - કાર્મણ શરીર સાથે જાય.
- મોક્ષમાં રહેલા સિદ્ધના જીવો શરીર વિનાના હોય છે.

## ૭ આવશ્યક

સાધુ અને શ્રાવકે રોજ અવશ્ય કરવાની ૬ ક્રિયા

**૧. સામાયિક** - ૪૮ મિનિટની સામાયિક

**૨. ચઉવિસત્થો** - ચોવીસ તીર્થંકર પરમાત્માની સ્તવના - જે લોગસ્સ સૂત્રથી થાય.

**૩. વંદન** - ગુરુ ભગવંતને કરાતું વંદન (વાંદણા)

**૪. પ્રતિક્રમણ** - લાગેલા પાપોનું ગુરુ પાસે નિવેદન કરીને તેની ક્ષમાયાચના - પશ્ચાત્તાપ.

**૫. કાઉસ્સગ્ગ** - પાપની વિશુદ્ધિ માટે.

**૬. પચ્ચક્ખાણ** - પાપ ન કરવાની પ્રતિજ્ઞા.

રાઈઅ અને દેવસિઅ બંને પ્રતિક્રમણમાં આ ૬ એ આવશ્યક આવી જાય છે.

**તે આ રીતે :-**

૧. 'કરેમિ ભંતે' સૂત્રથી ***પહેલું.***

૨. રાઈઅ પ્રતિક્રમણમાં, પ્રતિક્રમણ ઠાવ્યા પછી ૧ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરીને પ્રગટ લોગસ્સ કહેવાથી

દેવસિઅ પ્રતિક્રમણમાં પંચાચારની આઠ ગાથાના કાઉસ્સગ્ગ પછી પ્રગટ લોગસ્સ બોલવાથી ***બીજું.***

૩. ત્રીજા આવશ્યકની મુહપત્તિના પડિલેહણ પછી વાંદણા એ ***ત્રીજું.***

૪. વંદિત્તુ એ ***ચોથું.***

૫. આયરિઅ ઉવજ્ઝાએ પછી કરાતાં કાઉસ્સગ્ગથી ***પાંચમું.***

૬. સવારે નવકારશી વિ. અને સાંજે તિવિહાર વિ. પચ્ચક્ખાણથી ***છટ્ઠું.***

## ષટ્કાય

**૧. પૃથ્વીકાય** - પૃથ્વી જેનું શરીર છે, તેવા જીવો. માટી, મીઠું, સોનું વિ. ધાતુઓ, હીરા વિ. રત્નો, પથ્થર વિ...

૨. **અપ્કાય** - પાણી જેનું શરીર છે, તેવા જીવો. પાણી, ઝાકળ, ધુમ્મસ, બરફ, ભેજ વિ...

૩. **તેઉકાય** - અગ્નિ જેનું શરીર છે તેવા જીવો. ચૂલા, ગેસ વિ. અને વીજળી.

૪. **વાઉકાય** - હવા જેનું શરીર છે તેવા જીવો.

૫. **વનસ્પતિકાય** - ઝાડ, થડ, ડાળી, ફૂલ, ફળ, પાંદડા, છાલ, મૂળ, બી વિ. બધામાં અલગ અલગ જીવો હોય છે. તેના બે પ્રકાર છે.

**સાધારણ** - જેમાં ૧ શરીરમાં અનંતાજીવો હોય તે.. બટેટા વિ. કંદમૂળ. આને નિગોદ અથવા અનંતકાય પણ કહે છે.

**પ્રત્યેક** - જેમાં ૧ શરીરમાં ૧ જીવ હોય તે.

૬. **ત્રસકાય** - હાલતા, ચાલતા, બેઈન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવો.

આ બધાની વિરાધનાથી બચવાનો પ્રયત્ન કરવો જોઇએ...

- પાણી ઓછું, જરુરિયાત પૂરતું વાપરવું. ઢોળવું, વેડફવું નહીં, ગાળીને વાપરવું
- વીજળીનો ઉપયોગ જરૂરથી વધુ ન કરવો.
- પંખા વિ. નો ઉપયોગ ટાળવો.
- કંદમૂળ વિ. ન ખાવા.
- ઘાસ પર ન ચાલવું.
- ફૂલ, પાન વિ. તોડવા નહીં.

## છ લેશ્યા

આત્માના અધ્યવસાય - પરિણામને લેશ્યા કહેવાય છે. તે દષ્ટાંતથી સમજાશે...

જાંબુનું વૃક્ષ જોઈને -

૧. **કૃષ્ણલેશ્યા** - વૃક્ષને મૂળથી ઉખેડી નાખવાનો વિચાર કરે.

૨. **નીલલેશ્યા** - વૃક્ષને થડમાંથી કાપી નાખવાનો વિચાર કરે.

૩. **કાપોતલેશ્યા** - ડાળીઓ તોડવાનો વિચાર કરે.

૪. **તેજોલેશ્યા** - જાંબૂના ઝૂમખા તોડવાનો વિચાર કરે.

૫. **પદ્મલેશ્યા** - જોઈએ તેટલાં જાંબુ જ તોડવાનો વિચાર કરે.

૬. **શુક્લલેશ્યા** - નીચે પડેલા જાંબુ જ ખાવાનો વિચાર કરે.

પહેલી ૩ લેશ્યા અશુભ છે.
છેલ્લી ૩ લેશ્યા શુભ છે.

## છ'રી

1. **સચિત્ત પરિહારી** - કાચું પાણી વિ. સચિત્તનો ત્યાગ
2. **એક આહારી** - એકાસણું
3. **પાદવિહારી** - પગે ચાલવું - વાહન ન વાપરવા
4. **ભૂમિસંથારી** - જમીન પર સંથારો પાથરીને સૂવું. પલંગ-ગાદી વિ. ન વાપરવા.
5. **બ્રહ્મચારી** - સ્ત્રીનો સ્પર્શ પણ ન કરવો.
6. **આવશ્યકકારી** - સવાર-સાંજ પ્રતિક્રમણ કરવું.

તીર્થયાત્રા, આ છ'રીના પાલન સાથે કરવાથી સંપૂર્ણ ફળની પ્રાપ્તિ થાય છે.

## ૭ ક્ષેત્ર

જેમ ખેતરમાં વાવેલું અનાજ અનેકગણું ઊગે, તેમ સાત જગ્યાએ આપેલું ધન, અનેકગણું થઈને મળે એટલે કે વિશિષ્ટ પુણ્ય બંધાવે. તે ૭ ક્ષેત્ર છે.

૧. **જિનમૂર્તિ** - ભગવાનની પ્રતિમા ભરાવવી, તેના આભૂષણો વિ. બનાવવા.
૨. **જિનમંદિર** - દેરાસર બનાવવું, જીર્ણોદ્ધાર કરાવવો, સારસંભાળ કરવી.
૩. **જિનાગમ** - શાસ્ત્રો લખવા, લખાવવા, છપાવવા, સાચવવા.
૪. **સાધુ**
૫. **સાધ્વી** } - ગુરુ ભગવંતોની ભક્તિ કરવી. ગોચરી-પાણી-કપડાં-દવા વિ. વહોરાવવા. તેમને રહેવાના ઉપાશ્રય બનાવવા, જીર્ણોદ્ધાર કરાવવા વિ.
૬. **શ્રાવક**
૭. **શ્રાવિકા** } - સાધર્મિક ભક્તિ કરવી, તેમને પહેરામણી, બહુમાન કરવું. તેમની આરાધના માટે ઉપાશ્રય બનાવવા, ઉપકરણો આપવા વિ.

આ ક્ષેત્રોમાં વાવેલું ધન જ પરલોકમાં આવે છે. ૭ ક્ષેત્ર સિવાય, અનુકંપા (ગરીબ-દીન દુઃખીની દયા) અને જીવદયા (અબોલ પશુ-પક્ષીની દયા) પણ શુભ ક્ષેત્રો છે.

## ૮. કર્મ

આત્મા પર ચોંટીને અનેક પ્રકારના ફળ આપે તે કર્મ.

૧. **જ્ઞાનાવરણ** - જ્ઞાન ન થવા દે. - આંખે પાટા જેવું

| | | | |
|---|---|---|---|
| ૨ | **દર્શનાવરણ** | - દર્શન થવા ન દે. | - ચોકીદાર જેવું |
| ૩. | **મોહનીય કર્મ** | - બુદ્ધિ ભ્રષ્ટ કરે. | - દારૂ જેવું |
| ૪. | **વેદનીય કર્મ** | - સુખ-દુઃખ આપે. | - મધ ચોપડેલી તલવાર જેવું |
| ૫. | **આયુષ્ય કર્મ** | - સંસારમાં પકડી રાખે. | - બેડી જેવું |
| ૬. | **નામ કર્મ** | - જુદી જુદી ગતિ-શરીર વિ. આપે. | - ચિત્રકાર જેવું |
| ૭. | **ગોત્ર કર્મ** | - ઊંચી-નીચી જાતિના બનાવે. | - કુંભાર જેવું |
| ૮. | **અંતરાય કર્મ** | - શક્તિનો ઉપયોગ ન કરવા દે. | - ખજાનચી જેવું. |

૧, ૨, ૪ અને ૮ - આ ૪ ઘાતી કર્મ છે. બાકીના ૪ અઘાતી કર્મ છે.

### ૮ કર્મની વાર્તા

**જ્ઞાનચંદ** શેઠ **દર્શન** કરવા જતા હતા ત્યાં રસ્તામાં **વેદના** ઉપડી. **મોહન**ભાઈ વૈદને મળીને કહ્યું - 'મારું **આયુષ્ય** પૂરું થઈ જશે એવું લાગે છે.' વૈદ કહે-'ભગવાનનું **નામ** લો, **ગોત્ર** દેવતાને યાદ કરો બધા **અંતરાય** તૂટી જશે.'

## ૧૪ ગુણસ્થાનક

| | | |
|---|---|---|
| ૧. | **મિથ્યાત્વ** | : ખોટી સમજણ. ધર્મ-અધર્મ પર શ્રદ્ધા જ ન હોય અથવા અધર્મને ધર્મ માને. અનાદિ કાળથી જીવ આ સ્થાને જ હોય. |
| ૨. | **સાસ્વાદન** | : ઉપશમ સમ્યક્ત્વથી પડતી વખતે જ આવે. થોડી ક્ષણોમાં જ મિથ્યાત્વ પામે. |
| ૩. | **મિશ્ર** | : અહીં મિથ્યાત્વ અને સમ્યક્ત્વની વચ્ચેની સ્થિતિ હોય. ધર્મ પર શ્રદ્ધા પણ ન હોય અને અશ્રદ્ધા પણ ન હોય. |
| ૪. | **અવિરત સમ્યક્ત્વી** | : જૈન ધર્મ પર સાચી શ્રદ્ધા પેદા થાય ત્યારે આ ગુણસ્થાન આવે. અહીં પાપને પાપ માને, પણ છોડી ન શકે. દેવ-ગુરુની ભક્તિ વિ. આરાધના કરે. |
| ૫. | **દેશવિરતિ** | : થોડા પાપને છોડે. શ્રાવકને ૪ થું - ૫ મું ગુણસ્થાનક હોય. |

| | | | |
|---|---|---|---|
| ૬. | **પ્રમત્ત સર્વવિરત** | : | સર્વ પાપોનો ત્યાગ કરે. સાધુ ભગવંતને ૬ઠ્ઠું ગુણસ્થાનક હોય. અહીં પ્રમાદથી થોડા દોષ લાગે. |
| ૭. | **અપ્રમત્ત સર્વવિરત** | : | અહીં બિલકુલ દોષ ન લાગે. શુદ્ધ ચારિત્ર હોય. |
| ૮. | **અપૂર્વકરણ** | : | ઉપશમ કે ક્ષપકશ્રેણિમાં જ હોય. |
| ૯. | **અનિવૃત્તિકરણ** | : | ઉપશમ કે ક્ષપકશ્રેણિમાં જ હોય. |
| ૧૦. | **સૂક્ષ્મ સંપરાય** | : | ઉપશમ કે ક્ષપકશ્રેણિમાં જ હોય. |
| ૧૧. | **ઉપશાંત મોહ** | : | ઉપશમ શ્રેણિમાં આ ગુણસ્થાનક આવે. ૧ અંતર્મુહૂર્ત માટે વીતરાગ જેવો બને પણ પછી પતન થાય અને પડીને ૬ઠ્ઠા – ૪થા કે ૧લા ગુણ. સુધી પણ જાય. |
| ૧૨. | **ક્ષીણમોહ** | : | ક્ષપકશ્રેણિમાં મોહનીય કર્મનો નાશ થતાં આ ગુણસ્થાનક આવે. ૧ અંતર્મુહૂર્ત રહે. |
| ૧૩. | **સયોગી કેવલિ** | : | કેવળજ્ઞાન પામ્યા પછી આ ગુણસ્થાનકે જીવનભર રહે. વિહાર કરે, દેશના આપે. |
| ૧૪. | **અયોગી કેવલિ** | : | મોક્ષમાં જતાં પૂર્વે ૧ અંતર્મુહૂર્ત માટે જ આ ગુણસ્થાનક આવે. |

## ૬૩ શલાકા (ઉત્તમ) પુરુષો

| | | |
|---|---|---|
| ૧) | ૨૪ તીર્થંકર | |
| ૨) | ૧૨ ચક્રવર્તી | જે ૬ ખંડને જીતે. |
| ૩) | ૯ વાસુદેવ | જે ૩ ખંડને જીતે |
| ૪) | ૯ પ્રતિવાસુદેવ | જે વાસુદેવના હાથે મરે. |
| ૫) | ૯ બળદેવ | જે વાસુદેવના ભાઈ હોય. |

ભરત અને ઐરવત ક્ષેત્રોમાં દરેક અવસર્પિણી / ઉત્સર્પિણીમાં આ ૬૩ ઉત્તમ પુરુષો થાય.

## કાળનું માપ

૧. સમય – જેના બે ભાગ કોઈ ન કરી શકે તે. ૧ આંખના પલકારામાં અસંખ્ય સમય જાય.

| | |
|---|---|
| ૧ મુહૂર્ત | = ૪૮ મિનિટ- ૨ ઘડી (૨ સમયથી ૪૮ મિનિટમાં ૧ સમય ઓછો, તે અંતર્મુહૂર્ત) |
| ૧ દિવસ/અહોરાત્ર | = ૩૦ મુહૂર્ત = ૨૪ કલાક |
| ૧ પક્ષ | = ૧૫ દિવસ |
| ૧ મહિનો | = ૨ પક્ષ |
| ૧ ઋતુ | = ૨ મહિના |
| ૧ અયન | = ૩ ઋતુ = ૬ મહિના |
| ૧ વર્ષ | = ૨ અયન = ૧૨ મહિના |
| ૧ યુગ | = ૫ વર્ષ |
| ૧ પૂર્વ | = ૭૦,૫૬૦ અબજ વર્ષ |

## પલ્યોપમ

૧ યોજન (૮ માઈલ) લાંબા-પહોળા-ઊંડા કૂવાને, યુગલિકના વાળના એકદમ ઝીણા ઝીણા ટુકડાથી એટલો ખીચોખીચ ભરી દેવાય કે તેમાં પાણી નાખો તો પણ અંદર ઘૂસી ન શકે. પછી દર ૧૦૦ વર્ષે ૧ ટૂકડો બહાર કાઢતાં, કૂવો ખાલી થતાં જેટલો સમય લાગે તેને ૧ પલ્યોપમ કહેવાય. તેમાં અસંખ્ય વર્ષ જાય.

**સાગરોપમ :-** ૧૦ કરોડ X ૧ કરોડ પલ્યોપમ.

**ઉત્સર્પિણી/અવસર્પિણી :-** ૧૦ કરોડ X ૧ કરોડ સાગરોપમ

**૧ કાળચક્ર** = ૨૦ કરોડ X ૧ કરોડ સાગરોપમ

(૧ ઉત્સર્પિણી + ૧ અવસર્પિણી)

**૧ પુદ્‌ગલ પરાવર્ત** = અનંત કાળચક્ર

**ઉત્સર્પિણી :-** જે કાળમાં બળ - બુદ્ધિ, શરીર-આયુ. વિ. વધતા જાય.

**અવસર્પિણી :-** જે કાળમાં બધું ઘટતું જાય.

બંનેના ૬ - ૬ આરા હોય.

અવસર્પિણીનો ૧ લો અને ઉત્સર્પિણીનો ૬ ઠ્ઠો આરો : ૪ કોડાકોડી સાગરોપમનો હોય.

અવસર્પિણીનો ૨ જો અને ઉત્સર્પિણીનો ૫ મો આરો : ૩ કોડાકોડી સાગરોપમ

અવસર્પિણીનો ૩ જો અને ઉત્સર્પિણીનો ૪ થો આરો : ૨ કોડાકોડી સાગરોપમ

અવસર્પિણીનો ૪થો અને ઉત્સર્પિણીનો ૩ જો આરો : ૧ કોડાકોડી સાગરોપમમાં

૪૨,૦૦૦ વર્ષ ઓછા. આ કાળમાં બધા તીર્થંકરો થાય.

અવસર્પિણીનો ૫મો ઉત્સર્પિણીનો ૨ જો આરો : ૨૧,૦૦૦ વર્ષ

અવસર્પિણીનો ૬ઠ્ઠો ઉત્સર્પિણીનો ૧ લો આરોઃ ૨૧,૦૦૦ વર્ષ – આ કાળમાં ધર્મ ન હોય.

હમણાં અવસર્પિણીનો ૫મો આરો ચાલે છે.

## સંમૂર્ચ્છિમ મનુષ્ય

આપણા શરીરમાંથી જે કાંઈ મળ-મૂત્ર-કફ-પસીનો-થૂંક વિ. નીકળે છે, તે બધામાં ૪૮ મિનિટ પછી અત્યંત નાના શરીરવાળા અસંખ્ય સંમૂર્ચ્છિમ મનુષ્યો ઉત્પન્ન થાય છે, જેના જન્મ મરણ ચાલ્યા જ કરે છે. તેનું પાપ આપણને લાગે છે. એટલે તેના પાપથી બચવા માટે–

- થાળી ધોઈને પી જવી જોઈએ અને કપડાથી લૂછીને કપડું સૂકવી દેવું જોઈએ.
- થૂંકવું પડે તો માટીમાં થૂંકીને તેને માટીમાં ઘસી નાખવું જોઈએ.
- એઠા ગ્લાસ ન રાખવા, લૂછી નાખવા.
- વોટરબેગ મોંઢે ન માંડવી.

## ભવ્ય / અભવ્ય

ભવ્ય – જે જીવ મોક્ષમાં જઈ શકે, એવી યોગ્યતાવાળો છે.

અભવ્ય – મોક્ષમાં જઈ શકે એવી યોગ્યતા જ જેનામાં નથી.
અનાદિ – અનંતકાળ સંસારમાં રખડ્યા જ કરશે.

❑ જેને મોક્ષનું સ્વરૂપ જાણીને, મોક્ષમાં જવાની ઈચ્છા પેદા થાય, 'હું મોક્ષમાં જઈશ કે નહીં?' 'હું ભવ્ય કે અભવ્ય ?' એવો પ્રશ્ન થાય, તે ભવ્ય જ હોય.

## ૧૨ વ્રત

### પાંચ અણુવ્રત

૧. **સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત :** સ્થૂલ = મોટું, વિરમણ = ત્યાગ.

પ્રાણાતિપાત એટલે હિંસા. મોટા ત્રસ જીવોને જાણી જોઈને કોઈ કારણ વિના મારવા/દુઃખ આપવું નહીં તે પહેલું વ્રત છે.

- કોઈને ભૂખ્યા ન રાખવા.
- વધુ પડતો ભાર ન ઊંચકાવવો.
- કીડી વિ. ને મારવાની દવા ન વાપરવી.

૨. **સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત :** મૃષા = જૂઠું, વાદ = બોલવું.
મોટું જૂઠું ન બોલવું તે બીજું વ્રત છે.

૩. **સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત :** અદત્ત = નહીં આપેલું, આદાન= લેવું.
કોઈએ ન આપેલ વસ્તુ ન લેવી, ચોરી ન કરવી તે ત્રીજું વ્રત છે. માલમાં ભેળસેળ ન કરવી, છેતરપિંડી ન કરવી.

૪. **સ્વદારાસંતોષ પરસ્ત્રીગમન વિરમણ વ્રત :** દારા = પત્ની.
પોતાની પત્ની સિવાયની બધી સ્ત્રીઓને માતા-બહેન સમાન જોવી, કોઈના પ્રત્યે ખરાબ દૃષ્ટિ ન રાખવી, ખરાબ આચરણ ન કરવું તે ચોથું વ્રત છે.

૫. **પરિગ્રહ પરિમાણ વ્રત :** પરિમાણ=મર્યાદા
અમુક મર્યાદાથી વધારે સંપત્તિ (પૈસા, દાગીના, ઘર, જમીન વિ....) ન રાખવી, તે પાંચમું વ્રત છે.

સાધુ ભગવંતને આ પાંચમાં સર્વથા ત્યાગ હોવાથી **મહાવ્રત** છે.
શ્રાવકોને આંશિક ત્યાગ હોવાથી **અણુવ્રત** છે.

## ૩. ગુણવ્રત

૧ **દિક્ પરિમાણ વ્રત :** દિક્ = દિશા, ક્ષેત્ર. નક્કી કરેલી મર્યાદાના ક્ષેત્રની બહાર ન જવું, તે ૬ઠ્ઠું વ્રત છે.

૨ **ભોગોપભોગ વિરમણ વ્રત :**
ભોગ= ખાવા, પીવાની વસ્તુઓ, જે એક જ વાર ઉપયોગમાં આવે. ઉપભોગ = કપડાં વિ., જે વારંવાર ઉપયોગમાં આવે. તેના પર નિયંત્રણ તે ૭મું વ્રત છે. અભક્ષ્ય ન ખાવું... જેમાં ખૂબ હિંસા છે તેવા ધંધા ન કરવા...

૩ **અનર્થદંડ વિરમણ વ્રત :-**
અનર્થ = કારણ વિના. દંડ = સજા કરવી. જે પાપ કરવા જરુરી નથી, એટલે કારણ વિના પાપ કરીને આત્માને દંડવો તે અનર્થદંડ - તેનો ત્યાગ તે ૮મું વ્રત છે.

- ટી.વી. ન જોવું. • છાપાં મેગેઝીન ન વાંચવા. • મેચ વિ. ન જોવા.

### ૪. શિક્ષાવ્રત

| | | | |
|---|---|---|---|
| ૧. | **સામાયિક વ્રત** | : | રોજ શક્તિ મુજબ જ્યારે અનુકૂળતા હોય ત્યારે સામાયિક કરવી તે ૯મું વ્રત છે. |
| ૨. | **દેશાવગાશિક વ્રત** | : | ૧ દિવસ માટે મોટા ભાગના પાપોને છોડી ૧ સ્થાનમાં રહી ધર્મધ્યાનાદિ કરવા તે ૧૦ મું વ્રત છે. તેમાં હાલ એકાસણું તથા ૧૦ સામાયિક કરવામાં આવે છે. |
| ૩. | **પૌષધોપવાસ વ્રત** | : | પર્વતિથિએ પૌષધ અને ઉપવાસ કરવો. તે ૧૧ મું વ્રત છે. |
| ૪. | **અતિથિ સંવિભાગ વ્રત** | : | ઉપવાસ સાથે પૌષધ કરી, પારણે સાધુ સાધ્વી ભગવંતો (ન જ હોય તો સાધર્મિક) નો લાભ લઈને એકાસણું કરવું તે ૧૨ મું વ્રત છે. |

## આપણાં તપ

### વર્ષીતપ

- ઋષભદેવ ભગવાને ફાગણ વદ ૭ થી બીજા વર્ષના વૈશાખ સુદ ૩ સુધી ૪૦૦ ઉપવાસ કર્યા હતા. તેની સ્મૃતિમાં ફાગણ વદ ૭ ના છટ્ઠથી શરૂ કરીને વૈશાખ સુદ ૩ સુધી ૧ ઉપવાસ ૧ બેસણું એમ વારાફરતી કરાય છે તે વર્ષીતપ કહેવાય છે.
- દર ચૌદશે ઉપવાસ ફરજિયાત છે.
- બે બેસણાં એકસાથે કરવાના નથી.
- દર ચોમાસી ચૌદશ પર છઠ્ઠ કરવાનો હોય છે.
- છેલ્લે પણ છઠ્ઠ કરવાનો હોય છે.
- સળંગ બે વર્ષીતપ કરવામાં આવે તો ૪૦૦ ઉપવાસ પૂર્ણ થાય.
- વૈશાખ સુદ ત્રીજના, માત્ર શેરડીના રસથી ઠામ ચોવિહાર એકાસણું કરીને પારણું કરાય છે.

### વર્ધમાન તપ

- પાયો (થડું) ૧ આયંબિલ ૧ ઉપવાસ

૨ આયંબિલ ૧ ઉપવાસ

૩ આયંબિલ ૧ ઉપવાસ

૪ આયંબિલ ૧ ઉપવાસ

૫ આયંબિલ ૧ ઉપવાસ

એમ ૨૦ દિવસે પાયો નખાય.

- ત્યાર પછી અનુકૂળતા મુજબ જુદી જુદી

  ૬ઠ્ઠી ઓળી - ૬ આયંબિલ ૧ ઉપવાસ

  ૭ મી ઓળી - ૭ આયંબિલ ૧ ઉપવાસ વિ. કરાય છે.

  આ રીતે ૧૦૮ ઓળી કરતાં વર્ધમાન તપ પૂર્ણ થાય.

- ૫૦૫૦ આયંબિલ + ૧૦૦ ઉપવાસ કરતાં ૧૦૦ ઓળી થાય. સળંગ કરાય તો ૧૪ વર્ષથી વધુ સમય લાગે.

## વીશ સ્થાનક તપ

- વીશ સ્થાનોના દરેક સ્થાનની આરાધના ૨૦-૨૦ ઉપવાસથી (છૂટાં છૂટાં) કરવાની હોય છે.
- ૬ મહિનામાં ૧ સ્થાનની આરાધના પૂર્ણ કરવાની હોય છે.
- ૧૫મા ગૌતમ સ્વામી સ્થાનની આરાધના એક વર્ષમાં વીશ છઠ્ઠથી કરવાની હોય છે.
- કુલ ૪૨૦ ઉપવાસે આ તપ પૂર્ણ થાય.

## ૧૪ રાજલોક


जैन दर्शनानुसारे विश्वदर्शन-१४ राजलोक - अनंत अलोक
लोकाग्रभाग
अनंत सिद्ध भगवंत
सिद्धशिला
५ अनुत्तर
नव ग्रैवेयक
१२ वैमानिक देवलोक
ऊर्ध्वलोक
अलोकाकाश
नव लोकान्तिक
३ किल्बिषिक
अनंत अलोकाकाश
वाणव्यंतर व्यंतर
मध्य लोक
तिर्च्छा लोक
१० भवनपति
१५ परमाधामी
१० तिर्यग्‌जृंभक
मेरु पर्वत
नरक१
नरक२
नरक३
नरक४
नरक५
घनोदधिवलय
घनवातवलय
तनवातवलय
अधोलोक
अनंत अलोकाकाश
अलोक
त्रसनाडी
अलोक